નસીયત સાથે રમુજ આપનાર.

નિર્દોશ.

# રમણ અને તારા

ભાગ્યાહન ભાઇ બેન

અથવા

ફરપીણુ કામથી ખ્વાર થયેલો મુંબાઇનો એક શેઠીઓ.

એક અત્યુત્તમ રસિક નૉવેલ.

રચનાર.


જુગલભાઇ મંગળરામ પંડયા.

કલીમલી, ચંદ્રબાલા વિગેરે નાટક તથા રસિકલલિતા વિર-રમણી, ખંભાતનો ઇતિહાસ વિગેરે પુસ્તકોના રચનાર તથા ચક્રવર્તીના અધિપતિ

ખંભાત.



પ્રસિદ્ધ કર્તા

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજે—અમદાવાદ.

આવૃત્તી બીજી. પ્રત ૧૨૦૦.





કિંમત રૂ. ૧–૮–૦

અમદાવાદ.

"ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ"

સને ૧૯૦૩. સંવત ૧૯૬૦.

# પ્રસ્તાવના.

આ સાંસારીક નવલ કથાનો બ્હોળો ફેલાવો થઈ ટુંક વખતમાંજ તેની પ્રથમાવૃતિની બ્ખ્યાબંધ નકલો ખપી ગઇ છે અને ઘણા ગ્રહસ્થો તરફથી તેનું આગ્રહ પુરાંસર માગણું થવાથી આદ્વિતિયાવૃતી પ્રકટ કરવા પ્રયત્ન થયો છે.

આ ગ્રંથની દ્વિતિયાવૃતિ પ્રકટ કરવાનો મળેલો વખતજ તેને લોકપ્રિય થવાનો દાખલો દરશાવી આપેછે. તો પછી તત્સંબંધી અમારે વીશેષ જણાવા આવશ્કકતા રહેતી નથી.

આધુનીક સમયમાં વિદ્વાનોનું આડંબર ધારણ કરનારાઓ—(મોરનાં પીછાં ખોશી મોર બનનાર કાક પક્ષી રૂપ કેટલાક મીથ્યા વાસુદેવ વિદ્વાનોના કટાક્ષમાંથી આ પુસ્તક બચવા પામ્યું નથી. તેઓએ પુસ્તકના મુળ આષય તરફ દ્રષ્ટી ન ફેંકતાં—પુસ્તક પરીક્ષાનો અર્થ ધ્યાનમાં ન લેતાં, ભાષા શુદ્ધિના પ્રોફેસરો બની વ્યાકરણ વેતા પાણીની રૂપે અક્ષરે અક્ષરના રસ્વ, દીર્ઘ તપાશી વલી આજુબાજુ રહેલી ખામીયો ખંખેરી કાઢવા પાછાં પગલાં ભર્યા નથી. કવી બાયરનના સોનેરી શબ્દો.

A Savage Review is hemlock to a sucking Author

માફક તેઓ વર્ત્યા છે તોપણ તેઓની કુચેષ્ટાથી નહિ ગભરાતાં અમે તો

विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमान्या, प्रारब्ध मुत्तमजनान परित्यजन्ति.

એ વિદ્વાનોના સુપ્રસિદ્ધ વાકય પર આધાર રાખી અમારો પ્રયાસ આગળ લંબાવતાજ ગયા છીએ.

ઇશ્વર કૃપારૂપ આ અલૌકીક સૃષ્ટિમાં ઉત્પન્ન થતા પ્રાણીઓનો સ્વભાવ કાંઇ એક સરખો હોતો નથી એ જગપ્રસિદ્ધજ છે. તોપછી દરેકને એકજ રસ, એકજ વિષય, અને એકજ ચીજ એક સરખી રીતે તો કયાંથીજ પસંદ હોય ? !

વિદ્વાનોના સુપ્રસિદ્ધ લેખોને પણ શું તેવાજ બીજા વિદ્વાનો ખામી વિના ના કહી શકે છે? શું તેઓને માટે પણ જોઇએ તેવી ટીકા તેઓ નથી કરી રહેતા ? "અવર્ડસ ઓફ આઇડલનેસ" ની પાછળ "ઇંગ્લીશ બાર્ડસ એન્ડ સ્કોચ રિવ્યુઅર્સ" લખાયલુંજ હતું. ભદ્રંભદ્રની પાછળ ભ્રમણચંદ્ર કયાં પ્રસિદ્ધ નથી થયો. ! અને વળી તેની પછવાડે ભેદુનો ભવાડો પણ મોજુદ જેને જે પસંદ પડે તે સોનાનું, દુનિયામાં થઇ પડયું છે. તોપછી મિથ્યાત્વીકો નકામો વાદ કરી પોતાની અકલને નમુના લાયક બનાવેછે.

કેટલાક વિદ્વાનો ગુર્જરી ભાષાને સંસ્કૃતથી મિશ્ર કરી, ભારી શબ્દો વાપરી, લેખને શણગારવામાંજ વિદ્વતા માનેછે. ત્યારે કેટલાકો "કરણઘેલા" તથા "વનરાજ ચાવડા" ના જેવી સરલ ભાષાશૈલી પસંદ કરે છે. ગુજરાતી ભાષાના લખાતા ગ્રંથોમાં સંસ્કૃત મિશ્ર ભારે શબ્દોને સમજાવા તેની સાથે પાછી ટીપણીઓ આપવા જરૂર પડેછે ત્યારે સાચું શું ? જે જેને ગમ્યું તે.

ઉપર પ્રમાણે આ જગદ્‌ની અનેક વિચિત્રતા મનુષ્ય માત્રમાં જે કે જ્યાં ત્યાં દ્રષ્ટિ ગોચર થાયછે તદપી એટલું તો ખરૂંજ કે " જેના આશયથી લેખકે લેખનને અર્પણ કર્યું હોય તેવાજ આશયથી વાંચનો તે લેખને ગ્રહણ કરે તોજ તે લેખનના ઉદ્દેશ સ્થાયિ વશી શકે છે. ઉકત પ્રકારે પરસ્પરનું અનુસરણ ન થયું હોય તો તે ઉદ્દેશ વહી જાય છે. અને વાંચકને લાભ પ્રદ થતો નથી."

જે સાક્ષર વર્ગે અમોને પોતાના યોગ્ય અભિપ્રાયો મોકલ્યા છે તે અભિપ્રાયો મોટા ઉપકાર સાથે માન્ય કરી આ આવૃતિમાં ઘટિત સુધારો કરવા પ્રયત્ન થયો છે. અને દ્વેષ ભાવથીજ નાહક વિદ્વાન મનાવાના ડોળ ઘાલુઓના અભિપ્રાયો નિરૂપયોગી નીવડવાથી કચરાની ટોપલીના સ્વાધીન થયા છે. દિલગીર છીએ કે તેઓએ પોતાના મગજને આડકતરી રીતે દોરી જઇ નાહક વિદ્વાનોમાં ખપવાની ધુનમાં આ પુસ્તકની ઝાડ કણી કાઢવા વખતનો ભોગ આપવા તસ્દી લીધી છે.

બુદ્ધિના ખજાના વિષે કવી દલપતરામેજ કહ્યું છે કે:—
માનવીઓ મધ્ય અભિમાન ધરી શ્વાન કહે,
નગરીના લોક છેક નબલા નરમ છે,
હું તો ભસું સર્વને મને ભશી ન શકે કોઇ
કેવું ગોઠું મારૂં ચોખું ચઢતું કરમ છે;
ત્યારે તેને તેજ ઠામ [illegible] દલપતરામ,
ખોટો એવો મોટો તારા મનમાં મરમ છે;
ભસવાનો બાધ તે તો તારોજ ધરમ ધાર,
સજ્જનોને ભસવાની અતિશે શરમ છે.

---

પરમ સ્નેહી જમીયતરામ રામેશ્વર જોષી. તથા ગોપીનાથ. કૃ. કંટક વિગેરેના અભિપ્રાયો મળ્યાછે. તેનો સપ્રેમે અંગીકાર કરી આ આવૃતિમાં ઘટિત સુધારો કીધો છે. તેઓએ લીધેલ શ્રમ માટે આભારી છીએ.

આ પુસ્તકની દ્વિતિયાવૃતિ પ્રકટ કરવાનો હક અમદાવાદના પ્રસિદ્ધ બુકસેલર પરમસ્નેહી માહાદેવ રામચંદ્ર જાગુટેના ઘણા આગ્રહથી તેમને આપ્યો છે.

પુસ્તક પ્રદેશના પ્રેસમાં છપાતું હોવાથી કેટલીક જગોએ પ્રુફ સુધારવા નહી બનવાથી અસલ મેટર પ્રમાણે કામ થયેલું છે. તથા જેટલા ફરમાઓનાં પ્રુફ મલ્યાં છે તે સુધારવા કાળજી રહી છે છતાં કેટલીક જગે કરેકશન કરનારાઓની અણસમજથી ભુલો રહી ગઇ હોય તેનો વાંચનાર સજ્જનો દરગુજર કરી સુધારી વાંચવા તસ્દી લેશે.

ખંભાત—નવું વર્ષ. કાર્તિક સુદ ૧ ને બુધવાર સંવત ૧૯૬૦ } લી. ગ્રંથ કર્તા.

# રમણ અને તારા.

( ભાગ્યહિન ભાઇ બ્હેન. )

અથવા.

કરપીણ કામથી ખ્વાર થએલા મુંબાઇનો એક શેઠીઓ.

( એક રશિક નૉવેલ )

## પ્રકરણ ૧ લું.

### વ્હાલાનો વિયોગ.

---*---

ટકે ન કોને કારણે, જલધી તણો જુવ્હાળ.
સારો માઠો નવ રહે, કોને સારૂ કાળ.

ગ્રીષ્મ રૂતુમાં એક દિવસ વૈશાખ માસની ચકચકીત અને સુંદર સાંજ હતી; અને સવિતાનારાયણ પૂર્વમાંથી પશ્ચિમ સુધીની પોતાની મ્હોટી મુસાફરી પુર્ણ કરી પોતાની કુદરતી આકાશકક્ષામાં ફેલાએલી નરમ હવાને લાલ રંગથી દિપાવતો હતો: તેજ દ્રષ્ટિમર્યાદામાં તે અસ્ત પામતો હતો; અને તેના સોનેરી સીંધુરીયા કીરણોનું તેજ ઝાડો તથા ઘાઢી ઝાડીયો અને ઘણાંક ઝીણાં પક્ષિઓપર પ્રકાશી રહ્યું હતું. જેનો ચકચકીત દેખાવ જોઇ તે ઝીણાં પક્ષિઓ મધુર સ્વરથી ગાતાં હતાં.

જેના મધુર ગાયનો દિવસની ઉષ્ણતાને લીધે બેશુદ્ધ માલમ પડતાં હતાં તે પક્ષીઓ જે ઝાડોપર તેઓ બેઠાં હતાં તે ઝાડોજ જાણે પોતાની મેજે ગાતાં ન હોય ! અને તે એવી રીતે કે જાણે પોતાના માળા આગળથી જનારને તે ખરા અંતઃકરણથી આવકાર આપતાં ન હોય !—તેવી રીતે તેમાંથી તેઓ મધુર સ્વર કાઢતાં હતાં; અને આ વખતે કુદરત પોતે પણ આ ધકધકતો દિવસ પુર્ણ થતાં સાંજની નિર્મળનીલ ફેંકીઓમાં મહાલવા તત્પર થઇ રહી હતી. જેની સૌદર્યતાએ બાગો, ઝાડો, અને વાડયોને સુશોભીત કરી મુકયાં હતાં, જેથી સ્વચ્છ અને રળીઆમણા આ-

કાશની ખૂબી નિરખી પ્રભુલીલાકૃતી સબંધી મનુષ્યનું દિલ કુદરતી રીતે અત્યાનંદ પામતુ હોય એમ દિસતુ હતું. આવા કુદરતી સુખોદ્દગારના સમયમાં સુરત શહેર મધ્યે પોતાના મકાનની આજુબાજુ આવેલા ઉપવનમાં એક જોડું હવા લેતું એક મંચપર વિરાજીત થયું હતું.—

આ જોડાને પોતાના કુટુંબ સાથે કોઇ પણ ભલા અને ઉદાર દિલના સખ્સના દિલમાં અદેખાઇ ઉપજાવે એવી સુખી જીંદગી ગુજારતુ વાંચનાર સાથ ઓળખાણુ કરાવીશું.

જોકે આ જોડું બહોળુ કુટુંબ ધરાવનારનો દાવો રાખી શકતુ નહોતું. તદપી તેના ન્હાના કુટુંબનાં જે માણસો હતાં તેનાથી તે વ્યાજબી રીતે મગરૂર હતું. આ જોડાનુ ન્હાનું કુટુંબ ફક્ત ચાર માણસનું બનેલું હતું. જેમાં આ જોડુ—એક વ્યાપારી અને તેની સ્ત્રી—તથા ત્રીજો તેનો છોકરો અને ચોથી તેની એક બેટી હતી. આ છોકરી અને તેની આની ખુબ સુરતી તથા આ કુટુંબના સુખનું ખરૂં બ્યાન આ કલમ તો શું પરંતું પોતાના કવીત્વપણામાં વખણાએલ એક નામાંકીત કવીપણ પુરતો ઇન્સાફ આપવા આગળ પગલાં ભરી શકે નહી. આખા કુટુંબનો પાલણ કર્તા—ઉપલ્યા જોડામાંનો એક સખ્સ જેને આપણે હવે મી. "કરશનદાસ ભાવનગરી" ને નામે ઓળખીશું—તે હતો. તેની પત્નીનુ નામ " રાધા " હતું. ન્હાનપણથીજ કરશનદાસ અને રાધા નિશાળના સોબતિ હતાં; અને તેઓની જ્ઞાતિની મ્હોટી ઉંમરે પરણવાના ચાલને લીધે રાધા ઉંમર લાયક થતાં, કરશનદાસ અને તેણીના પ્રેમમાં પરસ્પર વધારો થવા સાથ તેઓ મોટી ઉંમરના થએ ધણી ધણીઆણીનો હક ધરાવા એક બીજાના કોલથી બંધાયાં હતાં. રાધા પરણવા લાયક થઇ. રાધાના પીતા જેઓ બડા શેઠની અડકે ઓળખાતા હતા, તેઓને અને કરશનદાસના કુટુંબ વચ્ચે વર્ષોના વર્ષોથી વેર ચાલતુ આવતુ હતું. રાધાના પીતાએ લગ્ન સંબંધી કાર્યમાં તેણીનો વિચાર ધ્યાનમાં લેતાં, તેણીની મરજી મી. ભાવનગરી સાથ લગ્ન કરવાની જણાતાં તેણીના ઉપર તેનો પીતા કોપાયમાન થયો હતો અને એક કીશનજી નામના સખ્સ સાથ તેણીનાં લગ્ન કરવા તેણે ઠરાવ કર્યો હતો. રાધા આથી નારાજ થઇ—ખેદ યુક્ત થવા લાગી; અને પોતાના આપેલા કોલ પ્રમાણે ચાલવામાં આવી પડેલુ વિઘ્ન તેણીએ મી. ભાવનગરીને પત્રદ્વારાએ વિદીત કરી તેથી મુક્ત થવા રસ્તો માગ્યો. મી. ભાવનગરી આ ખેદ યુક્ત સમાચાર સાંભળી હિમ્મત હાર્યો નહી. અને પોતાના કુટુંબની દરકાર ન કરતાં તેણીને એકદમ ઉઠાવી

લેઇ જઇ કોઇ દુર સ્થળે જઇ રહેવાનો ઠરાવ કર્યો. અને તેણીને નિમેલી મુદતપર તયાર રહેવા ફરમાવ્યું. રાધા તેના કહેવા મુજબ તૈયારજ થઇ બેઠી એટલે ઠરાવેલી મુદતે તેણીને લેઇ તેઓનું માંડવી બંદર વતન છોડી હાલ દસ પંદર વર્ષ થયાં તેઓ ઘણીજ સંભાળ અને ચુપકીથી સુરતમાં આવી રહ્યાં હતાં. મી. ભાવનગરી અત્રે આવ્યા બાદ વ્યાપારમાં ગુથાયો હતો. કે જે વ્યાપાર તે ઘણું કરી એડન મુકામે રાખતો હતો. વતન છોડ્યા બાદ આઠ દસ વર્ષ થયાંજ તેઓ સુખમાં દિવસો કાઢતાં હતાં; પણ અરે સુખ! તે હમેશ કહેના ઉપર પોતાના હાથ લંબાવી રાખે છે.?! અહો! દુનિઆમાં હમેશ કોણ સુખી રહ્યા છે?! કોઇ નહિ! તો મી. ભાવનગરીના કુટુંબના સુખનો અંત આવે તેમાં શું આશ્ચર્ય?!

આ સુખના દશ વર્ષો ગયા બાદ એક વૈશાખ માસ બેઠો. અહા દુષ્મન તે વૈશાખ કે જે માસની સાંજે—ઉપર કહેલી વાડીમાં એક જોડું હવા લેતુ વિરાજીત થયુ હતુ—તેજ આ કરશનદાસ અને રાધા કએ દહાડે જાણતાં હતાં કે હવે આપણા સુખના દિવસોનો અંત આવ્યો છે! એવો કીયો ટેલીગ્રાફ વાળો છે કે તેઓપર પડતી આફત વિશે બરાબર વખતસર તેઓને ખબર પહોચાડે?। પણ તે આફત ટેલીગ્રાફ ઓફીસમાંજ નોંધાઇ અને બરોબર ટેલીગ્રાફજ તેનો શત્રુ થયો, સાંજનાં પાંચને પીસ્તાલીસ મીનીટ થઇ, એટલે તેઓના અગની સમોવડ કાંતીમાં દુઃખનાં નહોતરાં દેવાયાં, સુખના કટ્ટા શત્રુઓ તેને ત્યાં પધાર્યા, નામ પુછાયું—મકાનમાં પ્રવેશ થયો, અને પાછલી બારીએથી દાખલ થઇ બગીચામાં પ્રવેશ કર્યો. એક એકની નજરે અથડાતાં "મી. કરશનદાસ છબીલદાસ ભાવનગરી"—આપનુ નામ? પોષ્ટમેનના આ પ્રશ્નથી મી. ભાવનગરી ભડકયા; અને લથડતી જીભ્હાએ બોલ્યા—"હા શું છે.?" જવાબ મળ્યો. "જી સાહેબ આપનો તાર છે" એટલું બોલી તેને એક બીડેલુ કવર આપી તે સીપાઇ આવેલે રસ્તે વિદાય થયો. રાધા આ જોઇ અધીરી બની ગઇ; અને પુછવા લાગી—પ્રાણેશ, શું હકીકતનો તાર છે? મને લાગે છે કે એ ઘણોજ જરૂરનો છે નહી તો અરજન્ટ આવે નહી.

તાર વાંચતાંજ શુદ્ધિ વિનાના થઇ બેઠેલ મી. ભાવનગરી રાધાના પ્રશ્નનો ઉત્તર આપતાં ઉચર્યા. "હા તે ઘણોજ તાકીદનો છે; અને તે એડન મુકામેથી આપણા ગુમાસ્તાએ મોકલેલ છે; અને તેમાં લખ્યું છે કે—વખારમા આગ લાગી છે; અને દુકાનના માલ બધો ચોરીએ ગયો છે માટે વ્હેલા આવવું."

મી. ભાવનગરીને મોઢેથી આ શબ્દો નિસરવા સાથ તેણી બે શુધ્ધ થઇ જમીનપર પડી; અને આ ભયંકર બીના સાથ તેના પતિના વિયોગ માટે તેણીના દિલમાં ફડકણ વાયુએ પ્રવેશ કર્યો. તેણીના ગાત્ર નાબુદ થયાં, કંઠ ગગળવા લાગ્યો. મી. ભાવનગરીએ તેને સાવધ કરી. પછી તેણી અધીરી બની પુછવા લાગી " ત્યારે શું પ્રાણેશ. તમે જશોજ ? ! મને મુકીને ? " એટલું બોલતાં તેની ચક્ષુમાંથી ધોધની માફક બાષ્પબીંદુઓ વ્હેવા લાગ્યાં. જો કે કરશનદાસ વર્ષમાં એક બે વખત કાર્યાર્થે એડન જતો હતો પરંતુ રાધાને આ વખત તેનો વિયોગ ઘણોજ સાલવા લાગ્યો; અને કુદરતી રીતે તેણીને તેમ થવું સંભવીત હતું. આ વખતે આ વ્યાપારમાં લાગેલ ખલેલ સાથ કરશનદાસ તેની પત્નીનુ આવુ અસેહ્ય દુઃખ જોઇ શકયો નહી. તો પણ હિમ્મત પકડી તેને ધૈર્ય આપવા પાછા પગલાં ભરી શકયો નહી. તે બોલ્યો " પ્રીયા, ખચ્ચીત આ નાદાની કરોછો. તમે આવાં કેળવાયલાં: અને અનુભવી છતાં આફતનો ખોટો ખ્યાલ કરવો એ નિરર્થક છે. હાય ! આફત આવે છે ત્યારે કહીને આવતી નથી; મ્હારો વિચાર હવે એટલે બધે લાંબે પ્રદેશથી વ્યાપાર ઉપાડી નાંખવાનો છે. માટે એક વખત જોઇ આવું ત્યાં શું વ્યવસ્થા થઇ છે બાદ જે કાંઇ બચ્ચુ હશે તે લેઇ ત્યાંની દુકાન ઉઠાવી અત્રે તેવી દુકાન ચલાવી ઘેર બેઠાં રોજગાર સાથ એકાંતમાં સુખના દિવસો હવે આપણા કુટુંબ સાથ કહાડવા ચ્હાઉછું; માટે આ વખતે આંખ્યમાં આંસુ લાવી અપશુકન કરવા મુકીદયો.

" પ્રીય સૌભાગ્યચંદ્ર, એ આંસુ હું લાવી શકતી નથી; પરંતુ મારા દિલમાં આપના વિયોગનું નામ સાંભલી જે કંપારી છુટેછે તેજ એ આંસુ લાવનર મુળછે. પ્રાણેશ ! મને આજ કેટલાક દિવસોથી સ્વપ્ન આવેછે; તેમાં હું આ પ્રત્યક્ષ પ્રમાણ જોઇ એટલુંજ કહી શકું છું કે; આપની આ મુસાફરી મને ઘણીજ ભયભરેલી લાગેછે; જેથી પ્રાણનાથ, જે થયું તે થયું ચ્હાયતો તાર કરો કે ચ્હાયતો કોઇ આદમીને મોકલો પરંતુ તમે તો જશોજ ના" !! એટલું બોલી રાધા તેનો છેડો પકડી અશ્રુપાત કરવા લાગી.

" પ્રિયા, આમ ઘેલાં કહાડો તે ઠીક કે ?! વિચાર કરો પરાયુ આદમી કેટલું કામ કરી શકે; અને તે કેવું થાય ? કાંઇ નહી હોય ! ચાલ્યાં જાયછે?! એટલા દુઃખથી ડરી જવું એ સારૂ નહી. ધીરજ ધરો હિમ્મત રાખો-ઇશ્વરપર આધાર રાખો તે જો મહેરબાન હશે તો બીજાથી શું થનાર છે ? ! માટે આજ મેં પેપરમાં વાંચ્યું છે કે કાલે "કુમુદ બાંધવ" સ્ટીમર એડન ઉપડનારૂછે જેથી રાતની મેલમાં જરૂર મારે મુંબઇ જવું જોઇએ. પ્રિયા જુવો સાંભળો, જે રોજગારમાં ખલેલ લાગીછે, તેથી આપણે નિરાશ થ-

ઇ બેસવાનુ નથી. તમારા અને તમારાં બાળકોને સારૂ મેં ન્હાની સરખી પુંજી એકઠી કરી રાખીછે; અને તે આશરે એક લાખ રૂપૈયાછે. ચાલો હું તમને તે બતાવું. કે જેના પ્રથમ મેં શેર વીગેરે રાખ્યા હતા; પરંતુ ભલા અને પ્રમાણીક દોસ્તોની સલાહથી તે પારકા દેશના કાગળપત્રોને વેચી નાંખી તેના મેં પૈસા ઉભા કીધાછે: અને એડન ઉપડી જવા પહેલાં મુબઇની એક મશહુર પેઢી કે જ્યાં ઘણા સદગૃહસ્થો બીનધાસ્તીએ પોતાનાં નાણાં રાખેછે અને જ્યાં અસલ* મારા વડવાઓ પણ નાણાની કેટલીક રકમ જમે રાખતા તે દુકાનપર તે પૈસા તથા આ વાડી તથા મકાનનુ ખત વીગેરે મુકતો જઇશ, કે જે ત્યાં સહીસલામત રહેશે. એમ કહી મી. ભાવનગરી ઘરમાં આવી ત્રીજોરીમાંથી નોટો કાઢી રાધાને બતાવે છે.

“અરે શિરછત્ર !—તમારા આ શબ્દો મને તીર માફક લાગે છે. અરે! તમે શું જાણે આફતમાંથી પાછાજ ન આવવાના હો તેમ વાત કરોછો.”, રાધાએ અશ્રુપાત કરતાં ગળગળીત કંઠે કહ્યું.

“ના પ્રિયા તેમ નહી; પરંતુ મારી ગોઠવણુ એક ડાહ્યા અને સમજુ પુરૂષની બરાબરછે. પણ ચાલો હવે વખત થોડો છે; જેથી મારા પ્રિય બાળકોને મને મળવા દો.” એટલું કહી મી. ભાવનગરી બીજા હૅાલ તરફ વળ્યો.

કરશનદાસ બીજા હોલમાં જતાંજ સામેથી એક દસ વર્ષની છોકરી અને બાર વર્ષનો છોકરો બન્ને દોડતાં દોડતાં આવી તેને બાઝી પડયાં. અહા ! શું ખુબસુરત બાળકો ! તેમ છોકરી ઉપર તો ખુબસુરતીની બક્ષીસ માટે ઇશ્વરજ મહેરબાન થયો હતો; કારણ જેવી રીતે તેણીપર સૂર્ય પ્રકાશતો હતો; તેવી રીતે ભાગ્યેજ કોઇ બીજા ચ્હેરા ઉપર પ્રકાશતો હશે !— કેવું તેનું રૂપ ! કેવી લાવણ્યતા ? કેવો સુદર શરીરનો બાંધો ?! કેવું મૃદુ મૃદુ રીતે તેણીનું હાસ્ય કરવું; કેવો સુંદર કોકિલાસમ મધુર સ્વર ! કેવી સુદર હંસના જેવી ચાલ ! શું સભ્યતા ! અહા ! મુવેલાં તે જોઇ જીવતાં થાય તો જીવતાંને તે કેવાં વહાલાં લાગે ?! પણ અરે ! માણુસની ખુબસુરતીથી ખુશી થવાતું નથી. તેમાં જેટલા ફાયદા છે તેટલાજ ઘેર ફાયદા સમાએલા છે, જે અગાડી વાંચતાં વાચકવૃંદને વિદિત થશે

કરશનદાસની આ છોકરી જેતું નામ “તારા” હતું; અને તે ખરેખર એક તારા રૂપીજ તેજ હતું; અને છોકરો કે જેતું નામ “રમણુલાલ” હતું તેની પણ ખુબસુરતી સાથ ચાલાકીનો પાર નહોતો. બંને બાળકો બાપને ભેટી રડવા તથા કકળવા લાગ્યાં કે “બાપાજી અમો અમારી રીડીંગ રૂમમાં બેઠાં હતાં તે વખતે પોષ્ટનો સીપાઇ જે પત્ર આપને આપી ગયો

તે વિશેની હકીકત તમોએ અમારી માતુશ્રીને કહી સંભળાવી તે સર્વે અમોએ રીડીંગ રૂમના દરવાજાની ફાંડમાંથી સાંભળીછે. તો શું પીતાજી તમે જશો ? હેં ! પીતાજી તમે જશો તો અમોને લાડ કોણુ લડાવશે?"

એટલુ બોલતાં આ માયાળુ ભાઇ બ્હેનની ચક્ષુમાંથી નદીની માફક બાષ્પ બિંદુઓ વહેવા લાગ્યાં. આ ભાઇ બ્હેનના દિલમાં તેઓની માની પેઠે ભયે વાસો નહોતો કીધો; પરંતુ તેઓને કરશનદાસે લાડમાંજ ઉછરેલાં હોવાને લીધે તેઓના પ્યારથી વિમુખ થવું તેજ તેઓની દિલગીરીનુ કારણુ હતું. પોતાના નશીબમાં શું આફત આવનાર છે તે વિશે તેઓને સ્વપ્ને પણુ ફિકર–ચિંત્તા–નહોતી.

છોકરાંને પ્રેમથી ભેટી રાધાને સ્નેહથી હૃદયદાન દેઇ રૂખસદ થતાં ગાડીવાળો મકાનના દરવાજા પાસે ગાડી જોડી લાવવાથી મી. ભાવનગરી તેમાં દાખલ થવા જાયછે એટલે રાધા તેને વળગી પડી બોલી–"પ્રિય પ્રાણુ, હૈયાના હાર! હું આપને સારૂં પરમેશ્વરની પ્રાર્થના કર્યા કરીશ કે તે તમારી મુસાફરીના પ્રયાસમાં તમોપર આવતાં વિઘ્ન દુર કરે; પરંતુ પ્રાણુપતિ તમે જે હાલ મુંબઇની પેઢી વિશે કહ્યું તે પેઢી કોના નામની ચાલે છે; અને તેનો વહીવટ હાલ કોણુ કરે છે, એ જાણુવાની મને કાઇક જરૂર છે."

"હા, પ્રથમ મારા જાણુવા પ્રમાણે તે પેઢીના માલીકોનુ નામ–"જીતમલ જીુહાજી" ના નામે ઓળખાતું હતું; પરંતુ હાલ કેટલાંક વર્ષો થયાં તેઓને કાંઇ સંતતી નહી હોવાથી તેના જમાઇ કીશનજીને તેના સ્ટેટનો માલીક બનાવી દીધો છે, અને તે હાલ મુંબઇમા " કીશન લવજી" ને નામે ઓળખાય છે. તેઓ જાતે આપણી ન્યાતનાજ છે. બસ પ્યારી હવે ગાડી ખોટી થાય છે માટે મને જવા દયો. છોકરાંની બાલાસી રાખજો. હું થોડા દિવસોમાં ત્યાં પહોંચી તમને પત્ર લખીશ અને તાકીદે પાછો ફરીશ. પરમેશ્વર તમારી મદદ કરો."! એટલું કહી મી. ભાવનગરી ગાડીમાં બેસી, રવાના થયો.

હજુતો કરશનદાસ ગાડીમાં બેસી થોડેક દુર ગયા નથી. એટલામાં રાધા જે તેઓના શબ્દો સાંભળી સ્તબ્ધ થઇ ઉભી રહી હતી તે એકદમ બેશુદ્ધ થઇ જમીનપર પડી–આ જોઇ કુમળી વયના બાળકો ગભરાવા લાગ્યા—તોપણ રમણુ અને તારા એ તેની સારવાર કરવામાં કચાસ રાખી નહી. જરા શાંતી વળતાં રાધા એક ઉંડો નિશ્વાસ નાંખી વિચાર કરતી બેઠી. અને બરબડવા લાગી "કીશન લવજી ! કીશન લવજી! અરે દુષ્ટ તું હજી ઠંડો પડયો'નહી હોય ? ! પ્રિય ભરથાર તમો ત્યાં ન જશો. ! અરે !

તેને રૂપૈયા ન આપશો.! ! અરે ! મને પ્રથમજ માલમ હતું કે કાંઇક વિઘ્ન આગળ આવે છે. પરંતુ આવુંજ થનાર છે. એવી મને શું ખબર?! અરે પ્રભુ! હવે શું થશે?! અરે દુશ્મન કીશનજી તું પાછો આગળનો આગળીજ રહયો ?! અફસોસ ! અમો કેવાં કમનસીબ કે તે આપણો દુશ્મન છે એવુંએ આજ સુધી મારા પ્રિતમને જરાપણ સમજાવ્યું નહી.—

## પ્રકરણ ૨ જું.

### કીશન-લવજી.

ભલો ન નિવડે દુષ્ટ જન, ભલો કહે જો કોય;
વિખ મધુર મિઠું લવણ, કહે ન મિઠાં હોય.

સુરતને સ્ટેશને રાતના બાર થયા કે વઢવાણથી સાંજના ચારે ઉપડેલી મેલટ્રેન સુસવાટાભેર આવી ઉભી રહી. મી. ભાવનગરી સેકન્ડકલાસના ટીકીટ કરાવી તેમાં દાખલ થઇ સુર્યોદય થતાં મુંબઇ નગરીની મુલાકાત લેવા તેઓ ચરનીરોડને સ્ટેશને ઉતર્યા; અને ઉતારૂઓને નિમેલે ઠેકાણે જવા આવવાની સવડ માટે સ્ટેશન પાસે ફરતી હજારો ભાડુતી ગાડીઓમાંની એક વિકટોરીઆ ભાડે કરી જાણીતી મી. કીશન લવજીની પેઢી તરફ વળ્યા—કીશન લવજી શરાફની જાણીતી પેઢીથી મુંબઇના ધંધાદારીઓ અને વ્યાપારી વર્ગમાંથી ભાગ્યેજ કોઇ અજાણ હતું. ગાડીવાળાએ તુરત તેની પેઢીના દરવાજા પાસે ગાડી ઉભી રાખી. એટલે મી. ભાવનગરી તેમાંથી ઉતર્યા.

આ દુકાનમાં હાલ જીવામત જાુદાજીનું કોઇપણ રીતે નામ ન રાખતાં ઉછાંછળો કીશનજી પોતાના નામથીજ સ્વતંત્ર ધંધો ચલાવતો હતો. કીશનજીની ઉમર હાલ પાંત્રી વર્ષની થઇ હતી. અને દુનિયાની મશહુર કહેવત—ભરતામાં ભરાય—પ્રમાણે તેના બાપનો તે એકનો એક છોકરો જેથી તે મુવા બાદ તેની દોલતના વધારામાં મી. કીશનજી તેના સસરાના અખુટ ખજાનાનો માલીક બન્યો હતો.

આધુનિક કાળના ઉછરતી વયના યુવાનીઆઓ સંસારની સરળ મુસાફરીમાં કુમાર્ગે ચઢાવનાર દુષ્ટ દોસ્તોના મિત્રતાથી નષ્ટ બની રાગ રંગના શોખીન થઇ પડી કુમાર્ગરૂપી વૃક્ષનાં ફલ ચાખવા નિમગ્નતાથી મચ્યા રહી પોતાના વડીલોની ઇજતને ખલેલ લગાડે છે, તેવી રીતમાંનો

આ કેશન લવજી એક હતો. તેની વિસ વર્ષની ઉમરે તેના પીતા લવ-જી લખપતિ આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વધામે પ-હોચ્યા હતા. અને તે દિવસથી તેના બાપનો અખુટ ખજાનો તેના હસ્તમાં આવતાં તે લુચ્ચા અને જુગારી દોસ્તોનો સરદાર બન્યો હતો. આ માર્ગે તેનો કેટલોએક પૈશો ખ્વાર થતાં સુભાગ્યે જીતમલ જેવા જાણીતા શરાફની છોકરી સાથ પાછાં તેના લગ્ન થતાંજ પોતે કેવો ભાગ્યવાન છે તે સમજવા તેને જરા પણ વિલંબ લાગ્યો નહી. પરણ્યાને થોડા વર્ષ થયાં ન થયાં એટલામાં તેનો સસરો ગુજરતાં બાઇ સાહેબને માંડવીબંદર છોડી તેના નસીબમાં જોડાએલા સ્ટેટને સંભાળવા મુંબઇ આવી રહેવું પડયું હતું. જીતમલજીની છુપી દોલત તેના હાથમાં જતાંજ જાહેરમાં આવવા માંડી હતી. અને આ દુકાન અશલ મુજબ ધમધોકાર ચલાવવા તેણે પોતાની વર્તણુંક કાંઇક સુધારવા માંડી હતી. પરંતુ તે વર્તણુંક તેનો અસલ મીજાજ છોડી ઝાઝો વખત દુર રહી શકી નહી—પડી ટેવ તે કોઇ દિવસ ટળતી નથી—આથી પાછો તે બીજા મળેલ દોસ્તો સાથજ મોજશોખ મારવામાંજ વખત ગુમાવવા લાગ્યો; અને હાલ તે માટે તેના સસરાના પરેલપરના અસલ રાખેલ ગંજાવર મકાનમાંજ રહેતો; અને કોઇ કોઇ વખતેજ દુકાનપર આવતો હતો.

કીશનજી આ દોલતવાનની પુત્રી પરણ્યો હતો પરંતુ—વેશ્યાઓના ઠાઠમાઠવાળા વૈભોગો જોઇ તેની વૃતિ ભ્રષ્ટ થએલી હોવાના સબબથી—તેણીને તે ચ્હાતો નહી; અને આ અખુટ ખજાનાનો માલીક બનવાર્થેજ તે અત્રે પરણ્યો હતો એવું ખાસ તેના લાગતાવળગતાઓ પણ જાણતા હતા; અને તેણીના પરના અનાદારને લીધે તે બીચારી સદ્ગુણ સંપન્ન બાઇને તે ગીરગામમાં આવેલા ચીનાબાગ પાસેના એક મકાનમાં—કે જે મકાનમાં અશલ તેણીના બાપ વીગેરે રહેતા હતા તેમાં—એક બે ચાકરડીયો સાથ તેણીને એકલી રાખતો હતો.

જે વખતે મી. ભાવનગરીએ આ દુકાનની મુલાકાત લીધી. તે દિવસે કીશન લવજી દુકાનપરજ હતો, તે આ વખતે પરેલપરના બંગલામાં કયાંય મોજ મારતો હોય, પરંતુ આજનો આ એવો વખત ન્હોતો કે મોજ માણવામાં તે સુખ માણે-વિચાર કરી જોતાં તો તે બદલ તેના દિલમાં કાંઇ નહોતું; કારણ તે પોતાના નામ અને ઇજ્જત કરતાં મોજશોખ અને આપવડાઇ વધારે પસંદ કરતો હતો; પરંતુ તેજ મોજશોખ અને આપવડાઇને જાળવી રાખનાર તરીકેનુંજ આ કાર્ય હતું; અને જો તે તેમાં ન ગુંચાય તો પાયમાલીની પાએરીએ ચઢવાનો વખત નજદીક હતો.

મારેજ તે આ વખતે ચિંતાતુર ચ્હેરે વડા મુનીમ સાથ દુકાનના એક ખાનગી ભાગમાં વિચાર કરતો બેઠો હતો.

આ કાર્ય શું ? તે બીજું કાંઇ નહી; પરંતુ તેની મોજમઝાના ઉછાંછળા ખર્ચ તથા વ્યાપારમાં ગએલ લ.બી રૂપૈયાની ખોટના સબબે માલમ પડેલું ત્રીજોરીનું તળીયું હતું; અને હાલ તે માગતાવાળાઓને શું જવાબ દેવો એજ ચિન્તામાં ગુંથાએલો બેઠો હતો.

તેની સાથે બેઠેલા મુનીમને ઓળખવાની આપણુને કાંઇક જરૂર છે. તે બીજો કોઇ નહી પણ લીમજી-લધા નામનો તેના સસરાના બાપના વખતનો એક વૃદ્ધ અને ઘણોજ જુનો ગુમાસ્તો હતો. અને જીતમલજીના મુવા બાદ કીશન લવજીના હાથમાં દોલત આવતાંજ વખત જવે કીશનજીને ને તેને ધાઢો ઘરોબો થઇ પડયો હતો. આ લીમજી લદ્ધા વૃદ્ધ હોવાથી તેના દાંત પડી જતાં તે માલાં ચાવતો બની ગયો હતો; અને એટલે પણ ન સરતાં ઇશ્વરી કુદરતે તેની કમ્મર વાળી નાખી તેને ખુંધો બનાવી મેલ્યો હતો. તેને ચેષ્ટીકાની યુક્તી ભરેલી ચોગવાઇ જાળવ્યા વિના પળવાર પણ ચાલતું નહી. આ લીમજીને લોકો "લાલકાકા" કરી કહેતા હતા; અને આપણે પણ હવે તેજ નામથી ઓળખીશું. આ વૃદ્ધ લાલકાકામાં-પરાક્રમ, ચાતુરી, ચંચળાઇ, અને આત્મકૌશલ્યતા ઘણી હતી; પરંતુ તે સર્વને કોરે બેસારનાર લાલચ-લોભ-તેના સ્વભાવને વળગેલો મુખ્ય ગુણ તેના કલેજામાં અત્યાર સુધી જારીજ હતો. તે કીશનજીનાં કાવત્રાં જાણતો તેમ કીશનજીને પણ લાલકાકા મારાં કાવત્રાં જાણે છે તેવું માલમ હતું. જેથી તે તેને હાથમાંજ રાખતો હતો, અને તે જેમ ફરમાવે તેમ કરવાની તેને જરૂર પડતી હતી. લાલકાકા આ દુકાનનો વડો તેમ જુના વખતનો મુનીમ હોવાથી દુકાનનું આવરણ તેનાથીજ હતું; અને ઘણાખરા લોકો તો જીતમલ જુકાજીના મુવા બાદ એનાજ પ્રમાણીકપણ ઉપર પોતાની નાણા સબંધી લેવડદેવડ ચાલુ રાખતા-નહી કે કીશનજીની.

આ બુઢ્ઢા લાલકાકાને ત્રણ વીસોને પાંચ વર્ષ થયાં હતાં છતાં તેની પછવાડે કોઇ રડનાર કે કુટનાર નહોતું. જન્મથીજ તે કુંવારી જીંદગી ગુજારતો હતો. તે હાલ ચંપાગલીની ચોથી લાઇનમાં માકાચંદ મારવાડીના મકાનમાં છેક ઉપરના કાવરીયામાં ભાડે રહેતો હતો. વાંચનારને આ લાલકાકા સાથ કીશન-લવજી ભાટીયાનું ઓળખાણ કરાવી હવે થોડો વખત પેલા આપણા એડન ઉપડનાર ભાવનગરીની હાલત તપાશીએ.

કરશનદાસ જીતમલ જુકાજીને ઓળખતો હતો; પરંતુ કીશન લવજી

કેવો છે કે કેવો નહી તે તેને માલુમ નહતું. ફક્ત નામથીજ જાણતો કે જીતમલ. જાુકાજીએ કોઈ કીશન લવજી નામના તેના જમાઇને પોતાના સ્ટેટનો માલીક બનાવ્યો છે; અને તે તેના નામની દુકાન અચ્છી ઇજત સાથ ચલાવે છે.

દુકાનના દરવાજા પાસે આવી ઉભેલા ભૈયાને પુચ્છયું—" શેઠ છે ? " જવાપ મલ્યો. " હાં હે " " જઇને કહો કે બ્હાર કોઇ મલવા આવેલ છે. " ભૈયાએ અંદર જઇ કહેતાં ખુંધા લાલકાકા હાથમાં ગીરનારના ડુંગરમાંથી મંગાવેલ ચેષ્ટીકા પકડી ખુંધાતા બ્હાર આવી પુછવા લાગ્યા. " ભાઇ કહોનુ કામ છે ? "

ભાવનગરી—મારે કીશનજી શેઠને મલવું છે.

આ શબ્દોચ્ચારથી લાલકાકા તેને ટીગીટીગીને નીહાળવા લાગ્યા કે રખેને કોઇ નાણું ઉપાડવા તો ન આવ્યો હોય; અને કદાચ ન મલવાથી ગામમાં બુમ તો ન ઉરાડે કે કીશનજીની ત્રીજોરીનુ તળીયુ આવ્યું છે. એવો વિચાર કરી બોલ્યો " ભાઇ કીશનજી શેઠની મુલાકાત માટે હાલ તમને નહી બને, કારણ હાલ તેઓને ઘણું કામ છે અને ઉતાવલજ હોય તો મને કહેતા જાઓ. "

" મારે શેઠનેજ મલવુંછે. જેમાં મારો તો ખેર પણ મારા વ્હાલાનો સ્વાર્થ સમાએલોછે; અને તે એજ કે આજ દશ વર્ષ થયાં મેં એકઠી કરી રાખેલ દોલત મારે વ્યાજે મુકવીછે; અને તેટલાજ માટે ખાસ તેઓને મારે મલવું છે. " મી. ભાવનગરીએ કહ્યું.

લાલકાકા આ આવેલ શિકાર માટે દિલમાં વિચાર કરવા લાગ્યા કે " આ કમનસીબ મુરખનો સરદાર વાઘના મ્હોમાં મરવા આવ્યોછે. જાણુતો નથી કે ગમે તેવી આબરૂદાર પેઢી હોય તોપણ જ્યારે માથે આવી પડે ત્યારે તેથી બચવા માટે બીજાનુ બુરૂં કરવામાં તેના માલીકો પાપ સમજતા નથી. તો આતો કીશન લવજી, નામનો નમુનો; અને અક્કલનો પાજી તે કેમ ચુકશે ? ખેર ફોડે માથુને કાઢે રાતુ. શેઠની ત્રીજોરી તર દેખાઇ પેઢીનું નામ જતું તો બચશે ! અને પેઢીનુ કદાચ નામ જાય તો આપણે આટલાં વર્ષ સુધી જે આ દુકાનપર ઇજ્જત સાથ શેઠઇ ભોગવેલી તે આ બુઢાપાના વખતમાં બીજાને ત્યાં ભાઇ બાપુ કરીને નોકરી ખોળવી પડે. માટે ચઢા બેટા સુળીએ રામજી ભલા કરેગા. તેમાં આપણાં છોકરાં કયાં ભીખ માગવાનાં હતાં. " આવો વિચાર કરી તે બોલ્યો કે " જ્યારે સાહેબ આપને ઉતાવલછે તો કહો જોઇએ આપનુ નામ શું. ? " મારૂં

નામ કરસનદાસ છબીલદાસ ભાવનગરી છે; અને અસલ જીતમલ જાડાજીના વખતમાં અમારા વડીલોનો આ પેઢી સાથ નાણા સંબંધીનો વ્યવહાર ચાલતો હતો."

આ સાંભલી બહાદુર લાલકાકા અંદર ગયા અને કીશન લવજી-કે જે બહાર કોઇ નાણા ઉપાડવા તો નહી આવ્યું હોય. ?! એવી ફીકર કરતો ઉંચે શ્વાસે બેઠો હતો-તુંને કહ્યું " સાહેબ કોઇ કમનસીબ કરશનદાસ છબીલદાસ ભાવનગરી આપને ત્યાં રૂપૈયા વ્યાજે મુકવા આવ્યો છે."

કરશનદાસ ભાવનગરીનું નામ સાંભલી મી. કીશનજી ચમક્યો ! ગુસ્સાના આવેશમાં આવ્યો. કારણ વાંચનાર પછાડી વાંચી ગયા તે ધ્યાનમાં હશે કે મી. ભાવનગરી રાધાને લેઇ નાસી ગયો હતો તે અગાઉ તેણીનો બાપ તેણીના લગન આ કીશનજી સાથેજ કરનાર હતો. અને સઘલી ધામધુમ થઇ રહી હતી એ અરસામાં કીશનજી તેને લેઇ નાઠો હતો. એથી મી. કીશનજીને હાથ ધસતુ રહેવું પડયું હતું અને એ દ્વેષ તેના દિલમાં બીલ્લામાની પેઠે ચોકસ ઘર કરી બેઠો હતો. તેથીજ તે આ વખતે મી. ભાવનગરીનું નામ સાંભલી તેનાં રૂવાં ઉભાં થયાં હતાં-તેનું લોહી તપવા લાગ્યું-વિસારે પડેલી રાધાની વાત તેના અંતઃકરણમાં પ્રદિપ્ત થઇ; અને કોઇ બહાને વેર લેવા તે લલચાયો. અને આ વખત આ આવેલ શિકારને ન ચુકવો સમજી તેને અંદર બોલાવા લાલકાકાને કહ્યું—

કરશનદાસ ભાવનગરીના લાખ રૂપૈયા. એ કીશન લવજીની પેઢીની ત્રીજોરીના તલીયાનુ સાન્ત્વન—અને વખતે માગતા વાલાઓ કદાચ લેવા આવે તો તેનુ દિલશાંત કરવાને એ એક અચ્છુ સાધન હતું; અને કુદરતે મી. ભાવનગરીને અત્રે ન મોકલ્યો હોત તો સદરહુ પેઢીની ત્રીજોરીનું તલયું દેખાવાની વાત પ્રસરવા ઘડીઓ ગણાતી હતી. અને છાપાં વાલાઓ એ વાત આજના પેપરમાં પ્રસિદ્ધ કરવા તલપી રહ્યા હતા. બલકે કેટલા આપી પણ ચુકયા હતા.

કરશનદાસને તેડી લાલકાકા અંદર આવ્યા, કરશનદાસ જો કે કીશનજીને બરોબર ઓલખતો નહી હતો; તદપી તેનો ઠાઠમાઠ જોઇ તેજ શેઠ હશે પેખી તેને કહેવા લાગ્યો "કીશનજી શેઠ હું આજરોજ એડન જનારછું; અને ત્યાંથી આવું એટલો વખત આ એક લાખ રૂપૈયા તથા મારા મકાનના ખતપત્રો અત્રે સંભાળથી રહેવાની આશાએ હું અત્રે મુકવા આવ્યોછું. અમો તમારા ઘણા દિવસના ગ્રાહક છીએ. બોલો સાહેબ વ્યાજની રકમ શું ગણુશો. ? !"

" હાલમાં અમારે નાણાની કાંઇ જરૂર નથી ,છતાં તમે અમારા

જુના ગ્રાહકછો તો અમારાથી તમને ના કહી શકાતું નથી, ભલે પણ વ્યાજની રકમ તમને સેકડે ચાર આનાથી વધુ મળશે નહી ” કીશનજીએ એ પરવાઇ જણાવતાં કહ્યું.

“ ભલે શેઠજીની જેવી મરજી ” મી. ભાવનગરીએ કહ્યું.

આ ઠરાવ થયા બાદ કરશનદાસે એક લાખ રૂપૈયાની નોટો ગણી આપ્યા સાથ ઘરના ખત પત્રો વીગેરે પણ ત્યાંજ મુકયાં. એટલે કીશનજીએ ધારા મુજબ રસિદ લખી આપી જે લેઇ મી. ભાવનગરી અત્રેથી ઉપડી એપોલો બંદરપર ગયા. અત્રે એડન જનાર કેટલાએક તેનાં મિત્રો મલ્યા. વાર થવાનું કારણ પુછતાં મિ. ભાવનગરીએ તેઓને તમામ બનેલું વૃતાંત કહી સંભલાવ્યું. આ તેના મિત્રોમાં એક રસિકલાલ નામનો ભણુસાળી કોમનો એક પાંત્રીસેક વર્ષની વયનો કદાવર સખ્સ એક ખુણામાં પડેલી ખુરસી ઉપર ચસ્મા ચઢાવી “ ટાઇમ્સ ” નામનું પેપર વાંચતો બેઠો હતો. મી. ભાવનગરીને મોઢે એક લાખ રૂપૈયા કીશન લવજીની પેઢી પર મુકી આવ્યાની વાત સાંભલી તે ચમકયો અને એકીટસરે તેના તરફ નિહાલવા લાગ્યો. તેના દિલમાં દયા ઉત્પન્ન થઇ. તે પણ માંડવી બંદરનોજ રહીશ હતો; કરશનદાસ તથા તે એક નિશાળના સોબતી હતા. પરંતુ ઘણા વર્ષ વિયોગમાં વિતી જવાથી તેઓ એક બીજાને ઓળખી શકયા નહી. તેણે પુછ્યું—“ શેઠજી તમારૂ નામશું, અને આપ શી અડકે ઓલખાઓછો. ? ”

“ ભાઇ તમારે શું કામ પડયુછે ? ” મી. ભાવનગરીએ પુછ્યું ?

“ આપની મોં કલા ઉપરથી. માલમ પડેછે કે આપ મારી પેછાન વાલાછો; અને આપણે અગાઉ ઘાઢો પ્રસગ હોય એમ માલમ પડેછે. ” રસિકલાલે કહ્યું “ મારૂ નામ કરશનદાસ છબીલદાસ; અને અડક ભાવનગરીનીછે. ” કરશનદાસે જવાબ આપ્યો. રસિકલાલ મી. ભાવનગરીનું નામ સાંભલી પોતાનો જુનો દોસ્ત મળ્યો સમજી તેણે પોતાનું નામ કહ્યું કે “ મારૂ નામ રસિકલાલ સ્યામજી સોદાગર ” મી. ભાવનગરીએ પણ તેને ઓલખ્યો અને ઘણા વર્ષે મેળાપ થતાં ઉભય જણાઓ પરસપર ખુબ ભેટયા.

રસિક—મી. ભાવનગરી વિસ પચીસ વર્ષો બાદ આપણો આ મેળાપ થયો જેથી મને અત્યંત આનંદ ઉત્પન્ન થયોછે; પરંતુ આપને હવે ફક્ત મારે એટલુંજ કહેવાનું છે કે તમે તમારી બૈરી છોકરાંના ગુજ-

રાનથૈ જાણીતી કીશનલવજીની પેઢીએ જે એક લાખ રૂપૈયા જેવી મોટી રકમ મુકી આવ્યા તે આશામીની ત્રીજોરીનું તળીયું માલમ પડયુંછે; અને તે એક બે દીવસમાં ડુબવાના સંભવછે. આપ ઇંગ્રેજી તો સારી રીતે જાણોછો વાંચો લ્યો આ 'ટાઇમ્સ' જુઓ તેમાં શું લખેછે.

મી. ભાવનગરી હાથમાં પેપર લેઇ વાંચવા લાગ્યો તો તેમાં નીચે મુજબનો આરટીકલ હતો.

**જાણીતા શરાફ મી. કીશનલવજીની પેઢીની ત્રીજોરીનું તળીયું**

"મુંબઇના મશહુર અને જાણીતા શરાફ મી. જીતમલ જુઠાના મુવા બાદ તેની" "અખુટ દોલતનો તેનો જમાઈ માલીક બનેલો; અને તેણે પોતાના નામની" ""કીશનલવજી" એ નામે પેઢી ચલાવેલી આજરોજ સદરહુ નામદાર પેઢીની" "ત્રીજોરીનું તળીયું માલમ પડયું છે; અને તેના બે ફીકરા માલીકોને લીધે" "એક બે દિવસમાં તે ઘણા દિવસની નામીચી અને બ્હોળો ફેલાવો પામેલી પેઢી નાશ પામવાની વકી જણાયછે."

આ આર્ટીકલ વાંચવા સાથ મી. ભાવનગરી ભડકયા-એકદમ ચમકયા-ગભરાયા-હોંશ વિનાના થઇ ગયા તેના મિત્રોએ તેને સાવધ કર્યો મી. રસિકલાલે તેને ધીરજ આપી અને કહ્યું કે " મી. કરશનદાસ આટ. લેથી ધૈર્યહીન થઇ જવું કામનું નથી. હજી કાંઇ ફીકર જેવું નથી. સ્ટીમર ઉપડવાની હજુ ઘણીવારછે તે આરસામાં તમો તે પેઢીપર પાછા જાઓ; અને નાણાં ઉપાડી લાવો. તુરતને તુરત જવાથી તેઓનાથી તમને ના કહેવાશે નહી; અને અમો તમારી વાટ જોઇશું. તેમ છતાં તેમને કદાચિત વિલંબ થશે તો કાલે યમુના નામની સ્ટીમર ઉપડનારછે તેમાં આપણ બે જઇશું. માટે જાઓ બને તો જેમ તેમ કરી તાકીદે આવો.

આ સાંભળી મી. ભાવનગરી સાવધ થયા. અને એક વિકટોરીયા ભાડે કરી ઉકળતે અંતઃકરણે એપોલો બંદરથી જાણીતી કીશન લવજીની પેઢીપર અવ્યા. અત્રે શેઠ નહી હોવાથી તેના ચાકરના કહેવા મુજબ તેઓ વાંદરા, માહીમપરેલની ઘડીએ ઘડીએ આવ જાવ કરતી લોકલટ્રેનમાં બેશી તેઓ પરેલપર આવેલા કીશનલવજીને બંગલે ગયા.

---

## પ્રકરણ ત્રીજું.

### ભુતવખાર—માં—ખુન.

જેવી જેની યોગ્યતા કૃતી પણ તેવી હોય,
કરે ન માઠું સુજ્જન કો, ભલુ ન દુરજન હોય.

શત્રુના મોતથી કજીયાનું છેવટ આવશે ખરૂં પરંતુ હુમતને પોચેલી હાની કદી પાછી હઠી શકનાર નથી. શત્રુને ઠાર કરવો એમાં સોવધપણું

છે. કાંઇ શુરાપણું નથી. એમાં સવાપ્હોરની સલામતીછે પણ પલવારની કીર્તી નથી. ( જી. જો. જુ. )

આગળ વાત લંબાવ્યા કરતાં, વાંચનારને પ્રથમ આ ત્રીજા પ્રકરણને મથાળે આપેલાં નામથી વાકેફ કરવા વ્યાજબી ધારીએ છીએ. આ ભુત વખારનો માલેક એક ભાટીયો કે જે આપણી વાર્તામાં " કીશનલવજી "ને નામે વાંચનાર તેને ઓળખેછે તે હતો; અને તે આ મુખ્તેસર નામવાળા જંગી બંગલાના કેટલાક ભાગમાં રહેતો હતો. આ બંગલાને તેના નામાંકીત નામથી તેમ કીશનલવજી જેવા મશહુર વ્યાપારીની વિખ્યાતીથી તેને ઓળખવા કાંઇ જાતનું તેનાપર બોર્ડ અગર નિશાન રાખવામાં આવ્યું નહતું.

આ નામાંકીત મકાન તદન અશલી; અને જુની બાંધણીનું હતું. સૈકડો વર્ષપર તે કોઇ મુસલમાન કોમના અફીણી નવાબની મીલકત હતી. પરંતુ અફીણની દોસ્તી સાથ બેપરવાઇ અને આળસાઇએ મીઆંભાઇની હાલતને ગરીબીના ચકર તળે કચડાવી મુકી હોવાથી સદરહુ બાદશાહી મકાન તેમણે અશલ જીતમલ જુડાજીના વડવાઓ—જેનો હાલ કીશનલવજી માલીક હતો—તેને વેચ્યું હતું. આ મકાન રહેવાના મકાન કરતાં લશ્કરી છાવણી રહેવાના આકારમાં વધારે મળતું આવતું હતું. આ મકાનનો પશ્ચિમ બાજુનો કેટલોક લંબાણ ભાગ તદન વપરાયા વગરનો પડેલો હતો; કારણ જીતમલ જુડાના ધરડાઓના વખતથી એવી વાત ઉડેલી હતી કે તેમાં દેવદેવસ્થાન કે કોઇ પીર—પેગમ્બર દરરોજ નહી તો આઠે આઠે દિવસે તે ભાગની મુલાકાત લેછે. આ ચમત્કારની વાત ઉપરથી ત્યાંના ચાકર નફરોનો વખત તો આ અદભૂત પ્રેતની વાતોમાંજ જતો હતો; અને એ બ્હીકને લીધે તેણી તરફના ભાગપર કોઇ ચાકર જવા તો શું પરંતુ તેણી તરફ જોવા પણ હામ ભીડતો નહીં અને તેને લીધે તે ભાગના ઓરડાઓમાં હાથ હાથ ધુળના ઢગલા થઇ ગયા હતા. આમ હવડ પડી રહેવાના તેમ ભૂત પ્રેતના વ્હેમના સબબથી તે જગા ભયંકર પણ લાગતી હતી. આ ભાગના ઓરડાઓ એવી રીતના હતા કે એકમાંથી બીજામાં; અને બીજામાંથી ત્રીજામાં સહેલથી જઇ શકાતું હતું. આ ઓરડાઓમાંથી પસાર થઇએ તો છેલ્લે ઓરડે એક ભીંતમાં બારી હતી. એ બારી ઉઘાડી જોતાં તેમાં એક પથ્થરની સીડી માલમ પડતી હતી; અને ત્યાંથી એક ભોંયરામાં ઉતરાતું હતું; કે જે ભોંયરૂં આ ગંજાવર મકાનની તળેટીમાં તે મકાનના જેવડુંજ મ્હોટું હતું. મતલબ કે મકાન તળીએથી પોલું હતું. જેના ટકાવ માટે ભોંયરામાં પથ્થરના મજબુત

થાંભલા ઉભા કરવામાં આવ્યા હતા—આ ભોંયરામાં ઉતરવા આ એકજ માર્ગ હતો. આ સીડીની જમણી બાજુ એક છુપુદ્વાર હતું; અને એ દ્વારની ડાબી બાજુએ એક ગલી હતી જે ગલીમાં રહી આ મકાનની આજુબાજુના ઉપવનમાં કેટલેક દુર એક ટેકરા પાસે હવડ દ્વાર હતું ત્યાં નીકળાતું હતું. આ દ્વાર કચરા માટીથી તદન દટાઇ ગયું હતું. આ છુપો રસ્તો ઉપલ્યા તેના અશલ મુગલાઇ—માલીકોએ બનાવ્યો હતો અને તે આ મકાનના એક બે જુના નોકરો શિવાય કીશનજી સરખાને પણ માલમ નહોતો.

ઉપર જણાવેલા ભૂતવખાર નામે પ્રસિદ્ધ થએલા ગંજાવર મકાનના એક ભાગના જમવાના ઓરડામાં કીશન લવજી તથા તેનો વડો મુનીમ લાલકાકા આ વખત જમવા બેઠા હતા; અને જમતાં પણ તેઓ વ્યાપારની વાતજ ચલાવી રહ્યા હતા.

કીશનજી મી. ભાવનગરીને અંતઃકરણથી ધીઃકારતો હતો તેનું કારણ વાંચનારની ધ્યાનમાં ગયા પ્રકરણમાં આપણે ઉતાર્યુંછે. જેથી તે તેજ વિચારમાં હતો કે કદાચ કોઇ માગતાવાળો લેવા આવશે તો તેને આ ભાવનગરીના રૂપૈયામાંથી આપશું; અને ભાવનગરીને રડાવીશું. વખતે દુકાનપર ઉથલ પાથલ થશે તો ઠીક નહી તો દુકાન ઉપાડી નાંખી આ આવેલ રકમ લેઇ બ્હાર ગામ નાશી જઇ બીજે નામે વ્યાપાર ચલાવીશું.

કીશનજી તેની સ્ત્રીને ચહાતો નહી એવું અગાડીના પ્રકરણમાં આવી ગએલુંછે; અને જીતમલજી જીવતા હતા તે વખતે તે તેના સ્ટેટની બીજી રીતે વ્યવસ્થા ન કરે માટે તેણીના ઉપર તે વખતે તે કૃત્રિમ પ્યાર રાખતો હતો તે આરસામાં તેને એક છોકરો અને એક છોકરી એમ બે ફરજન થયાં હતાં. કીશનજીનો એકનો એક છોકરો ઉમર લાયક થતાં તેને નહી બનતી આવવાથી કેટલોક વખત થયાં એ કયાંય પોતાનું નસીબ અજમાવા અત્રેથી નીસરી પડયો હતો. આથી તેની ખુબસુરત છોકરી જેને તે પોતાના પ્રાણ કરતાં પણ અધીક ચ્હાતો હતો તેને તેણીની માની પાસેથી જુદી હમેશ પોતાની પાસે રાખતો હતો.

લાલકાકા આ મકાનમાં ઘણા વખતથી નોકર હતો અને તે હાલ કીશન લવજીને એક છોકરવાદ ઉછાંછળા તરીકે ગણતો હતો; અને આ દુકાનનો તમામ વહીવટ પણ ઘણા વર્ષોથી લાલકાકાજ ચલાવતો આવેલ જેથી તેમાં પોતે અજાણ હોવાને લીધે કીશનજી પણ તેના કહ્યાથી આડો ચાલતો નહી. આ વખત લાલકાકાને કીશનજીએ કહ્યુ. "લાલકાકા, આપણા ઉપર માગનારાઓનુ ચક્કર ફરી વળ્યું હતું; પરંતુ આજના પેલા ભાવનગરીના એક લાખ રૂપૈઆએ આપણી એબ રાખી છે, કેમ?" કદાચ કોઇ

એક બે જણા ઉપાડવા આવશે તો તેમને આપવાથી કંઇ બુમ ઉડશે નહી. કેમ શો વિચાર કરે છે.?"

લાલકાકાએ ઘણે વખ્ત બારીકાઇથી વિચાર કરી જવાપ દીધો—"હા, પરંતુ પેલો ભોળો વ્યાપારી કદાચ પાછો આવે તેને-?"

કીશનજી—એંહ, એટલામાં શું આપડી પેઢી ઉપર કંઇ ઉથલપાથલ નહી થાય.? અને તે વખત્તની વાત તે વખતે છે. ભલા આદમી ભવી-ષ્યનો વિચાર શું કરવો.?"

"હા, હું તે કબુલ કરૂં છું; પરંતુ ઉથલપાથલ કેવી થશે, કેટલી થશે; અને કયાંથી થશે ? જયાં લાખો રૂપીઆની ખોટ, ત્યાં એક લાખ રૂપીઆ તે શું ગણત્રીમાં ? માટે મારી ધારણા તારે ખરીજ માનવી, ત્હારામાં ઝાઝી પહોંચ નથી. કહેવતમાં કહ્યું છે કે—"ડાહ્યા આદમીની અટકળ મુર્ખની ખાત્રી કરતાં વધારે વજનદાર છે" લાલકાકાએ ડાહાપણ ભરેલી રીતે કહ્યું.

આ વાત થાય છે. એટલામાં આપણો એડન જનાર ભાવનગરી આવી પહોંચ્યો—અને બુમો પાડવા લાગ્યો "કીશનજી શેઠ કયાં છે ? અરે કીશન લવજી મને મારા રૂપીઆ પાછા આપો."

આ શબ્દો સાંભળતાંવાર કીશનજી ચમકયો—ઘેલા માફક બની ગયો. તેની અવસ્થા એક સ્વપ્ના માફક થઇ ગઇ. તેના વિચાર હવામાં અખાડા કરી ગયા. તેની મુખમુદ્રા નિસ્તેજ-ફીકી પડી ગઇ.

લાલકાકાની અટકળ ખરીજ પડી. જેથી તેના દિલમાં અકલ્પીત વિચારો ઘોળાવા લાગ્યા; અને તેની હયાતીના દિવસો હવે આંગળીના ટેરવા ઉપર ગણાઇ રહેવાનો વખત આવ્યો એમ તેને દિસવા લાગ્યું-જમવાનું જમવાની ઠેકાણે રહ્યું અને એકદમ હાથ ધોઇ બુમો પાડનાર ભાવનગરીને બોલાવ્યો; અને કહ્યું "કેમ શેઠજી કેમ કાંઇ આમ ગભરાએલા માલમ પડોછો ? હુંતો તમારા બુમાટા સાંભળી ભય પામવા લાગ્યો."

ભાવનગરી—શેઠજી મને રોકો નહી મને મારા રૂપીઆ પાછા આપો. વ્હેલા થાઓ મને વધુ વખત નથી. નહીતો હું ટાઇમ ચુકી જઇશ.

કીશનજી—કેમ શેઠજી કાંઇ આજને આજ તે પાછા લેવાની ગરજ પડી? કંઇ બીજી રીતે વ્યવસ્થા કરવા ધારી છે કે કેમ? સંભાળજો સાહેબ કોઇ કંપનીના શેરએર લેતા જરા વિચાર રાખજો. બજાર બહુ ખ-રાબ છે. અમો અમારી સાવચેતીમાં છીએ તેથીજ આટલા ટકી રહયા છીએ. નહીતો બીજાની પેઠે અમે પણ કયારનાએ ઉડી ગયા હોત.

ભાવનગરી—મી. કીશનજી તમેં તો વાતપર વાત લંબાવા લાગ્યા એ સારૂ ના કેહેવાય. મને એક પળ જાય છે તે બહુ કીમતી જાય છે. માટે મહેરબાની કરી નાણા ગણી આપો.

કીશનજી—શું ત્યારે અમારી પઢીપર તમને પુરતો ભરૂસો નથી આવતો. ?

ભાવનગરી—અરે પુરતો તો શું પણ સાહેબ જરા પણ નહી.

કીશનજી—મી. ભાવનગરી તમારા મગજમાં કોઇએ સેતાનનો પ્રવેશ કરાવ્યો હોય એમ લાગે છે; અને કોઇ દુષ્મનથી—કોઇ ચંડાળથી હજારો વર્ષ થયાં મુંબઇની બીજી પેઢીયો કરતાં આ શ્રેષ્ટ પેઢી જે પાણીના રેલા માફક ચાલી આવે છે. જેને બીજી પેઢીઓ માફક કોઇ દિવસ જરા પણ ખલેલ લાગી નથી—તે દેખી શકાતુ નહી હોય માટેજ અમારી લાજ લેવા મોકલ્યા હશે; પરંતુ કુરશનદાસ શેઠ એમ લાજ લેવી બહુ મુસ્કેલ છે સમજ્યા. ”—

ભાવનગરી—મારા મહેરબાન મને કોઈએ ભમાવ્યોએ નથી; અને કંઈ સેતાને ભગાયુ નથી તેમ તમારી પેઢી ગમે તેવી હશે તો તે સદા હયાત રહો. પરંતુ મારે તો મારા રૂપૈયા જોઇએ છે. કારણ હું કોઇ પણ શક ભરેલું કાર્ય કરતો નથી.

કીશનજી—શેઠ તમારા નાણાં તમને પાછાં મળશે. ગભરાઓ નહી. પરંતુ તમારા કાચા દિલની મુનસરીપર વિચાર કરતાં મને હાસ્ય ઉપજે છે કે તમો કેટલા બધા ભોળા છો; અને લાખો રૂપિયાનો વ્યાપાર આ પ્રમાણે શી રીતે કરતા હશો. ?

ભાવનગરી—કીશનજી તમારી એડસાઈ અહીં નહી ચાલે. માટે લાંબી વાત મુકી દેઇ મને મારા રૂપિયા ગણી દયો. મારા સાહેબ મને લાગે છે તમે કોઇ સારા આદમી નથી; અને આ તમારી સહુકારી સારી નહી.

કીશનજીનો મીજાજ આ વખત ખસ્યો, તેની મુખ મુદ્રાપર અસત્યની છાપ જણાઇ. મી. ભાવનગરીને તે કહેવા લાગ્યો—“ શેઠજી અમો ગમે તેવા છીએ તેમાં તમારે શું ? તમો તમારા નાણાં સાથે કામ રાખો છો કે બીજા સાથે ? તો તે લ્યો પછી શું તેમાં મુરખની પેઠે એલફેલ બોલી બગાડો છો એ સારૂ કે ?—જાઓ લીમજી સાઠ હજારની નોટો હાલ મારી પાસે છે; અને ચાળીસ હજારની મુંબઇબેંકમાંથી લઇ આવો જાઓ તાકીદ કરો સાડાત્રણ થઇ ગયા છે. વ્હેલા આવજો ” એમ કહી લાલકાકાને ઇશારો કર્યો.

લાલકાકાને ઇસારો થવાથી તેઓ સ્ટેશન તરફ વળ્યા; એટલે કીશનજીના દીલમાં લાગ જોઇ અસત્યે પ્રવેશ કર્યો. તેનો ચ્હેરો ચિંતાતુર જણાયો. તોપણ હિમ્મત પકડી વિચારવા લાગ્યો કે "મારી પ્યારી રાધાની યાદ પાછી તાજી કરૂં. તેણી ઉપરનો મારો પ્યાર અને તેણીનો ધિઃકાર મને હિમ્મત આપશે. આમ વિચારી તેણે ચાકરને બુમ મારી; પરંતુ ચાકર હોયજ ક્યાં કે આવે એટલે ચીડાઇ બડબડવા લાગ્યો. " સાલા બધાએ મરી ગયા છે તો જરા આવોને શેઠજી મને મદદ કરો તો તમારે માટે મારી ત્રીજોરીમાંથી નાણાં કાઢીએ. "

મી. ભાવનગરીને નાણાં લેવાની ગરજ હોવાને લીધે કોટ ઉતારી ત્યાં પડેલા એક ટેબલપર મુકી તે કીશનજી સાથ અંદર જવા તૈયાર થયો. મી. કીશનજીએ એક મીણબત્તી દીવાસલીનું બાકસ; અને કેટલીક કુંચીઓનો ઝુમખો લેઇ મી. ભાવનગરીને લેઇ આગળ ચાલ્યો. એટલામાં તેની તેર વર્ષની ચંદ્રમાના બચોળીયા સરખી અતિ લાવણ્યમય અને ખુબસુરત—વ્હાલી દીકરી ચંદા જેને તે ઘણા પ્યારથી ચ્હાતો; અને જેણીને અત્યાર સુથી લાડમાંજ ઉછરેલી હતી તેણી સામી મળી. બાપને આમ આજ વિક્રાળ ચ્હેરે જોઇ તેણી પુછવા લાગી. " બાપાજી આજ તમે આમ ગભરાએલા કાં લાગો છો. ? અને ભુતવખારમેં કેમ જાઓ છો. ? હું તમારી સાથે આવું ? !

" ચાલ રાંડ વચ્ચેથી; ત્યાં તારૂં શું દાટયું છે. " કીશનજી તેણીને હુરકાવી કાઢી મીજાજથી બોલ્યો.

પોતાનું એક પુણું વ્હાલુ ફરજન જેને હેતથી તેણી માથી જુદી પાડી તે પોતાની પાસે રાખી લાડ લડાવતો હતો એટલા હેતવાળી આ અનુપમ લાવણ્યમય બાળાને કોઇ દીવસ નહી અને આજ તેણીનો વ્હાલો પીતા બીન તકસીરે ધિઃકારી કાડે અને તે પણ અઘટીત શબ્દોથી—તો પછી તેણીને માઠું લાગ્યા વનુ રહે ? નહીજ. બાપના આજ આવા શબ્દ પ્રહારથી તેણીનું કમળ પત્ર જેવું મુખાર્વંદ તથા ગાલ રાતા ચોળ થઇ ગયા. અને તેણી ઘણુજ દુઃખથી ઘાયલ થનાર માફક, બાપે કોધેલાં તિરસ્કાર તથા દીધેલી ગાળો—અઘટીત શબ્દોચારથી—દુઃખી થતી પોતાની ઓરડીમાં જઇ અશ્રુપાત કરતી ઉંધે માથે એક કોચપર જઇ પડી.

મી. કીશનજી ભાવનગરીને લેઇ એક પછી એક ઓરડા ખોલતો અંદર ચાલ્યો.

મી. ભાવનગરી આ ઓરડામાં માટીના ઢગલા; અને હવડ જગા જોઇ આશ્ચર્યચકિત થઇ કીશનજીને પુછવા લાગ્યો—" શેઠજી આવા સરસ મકાનમાં આ બાજુ આમ રાખવાનો શું સબબ ? "

કીશનજી—સાહેબ સમજ્યા નહી ? કોઇ ચોર લુંચ્ચા, લફંગા, લુંટારૂઓ, તેમને સ્વપ્ને પણ ખબર પડે કે અહીં દોલત છે.? ! સાહેબ તેથીજ મારા ખાનગી ખત પત્રો તથા,ત્રીજોરીખાનું ત્યાં રાખું છું. મહેરબાની કરી કોઇને કહેતા નહી હો.? તમો ભલા માણસ છો માટેજ તમને હું અંદર લાવ્યો છું નહીતો બીજાની મગદુર નહી કે દરવાજાનું બારણું દેખી શકે; અને વિશેષમાં આ બાજુના ભાગને ભુતવખાર કહે છે જેથી કોઇ અહીં આવવા હામજ બીડે નહી. સાહેબ કેમ કાંઇ તમે ભુતબુતનો ડર રાખો છો કે?

મી. ભાવનગરી—નહીરે સાહેબ એતો ભોળા લોકોના વ્હેમ છે.

આ વાત ચાલે છે એટલામાં કીશનજીએ એક બીજું દ્વાર ઉઘાડયું; અને એક ગંજાવર ત્રીજોરી બતલાવતાં કહ્યું. " જુવો સાહેબ આ મ્હારી પ્રાઇવેટ વેલ્થ ઑફીસ ( પૈસા મુકવાની ખાનગી જગા ) છે અને ખત્ર પત્રો વીગેરે લખવાનું ખાનગી કામ હું ત્યાં કરૂં છું. મારા મહેરબાન પ્રથમ આપને વ્હેમ આવ્યો હશે કે કીશનજી શેઠ લોકોના નાણાં પચાવી પડવાની વાત રાખે છે; પરંતુ જ્યારે આ સાથેની રૂમ ( Room ) તમે જોશો ત્યારે તમારી ખાત્રી થશે કે આખા મુંબઇ શહેરનો ખજાનો ત્યાંજ ભરાયો છે. પણ શું કહું છું સાહેબ ? જોજો હો ! આ વાત કોઇને કહેતા નહી. કારણ હું તમારાપર પૂર્ણ ભરૂંસો રાખી તમોને આ બધું બતાવું છું. "

આટલું બોલવા સાથ કીશનજીએ એક ભંડારીયું ઉઘાડી તેમાંથી કાંઇ ચળકતી વસ્તુ લીધી; અને તે એવી ચાલાકીથી પોતાના ખમીસની બાંયમાં છુંપાવી દીધી કે મી. ભાવનગરીને તેની જરાપણ ખબર પડી નહી.

તે ઓરડો બંધ કરી તેણે બીજો એક ઓરડો ઉઘાડવા ચાંપ દાબી; એટલે તે ઝટ ઉઘડયો. આ ઓરડો બીજો નહી પણ પાછળ આવેલું વાંચનારની ધ્યાનમાં હશે કે જે ઓરડામાં ભોંયરામાં ઉતરવાની સીડી હતી તે હતો, મી. કીશનજીએ મી. ભાવનગરીને કહ્યું " આવો શેઠ હવે આ ગંજાવર ખજાનો તમને બતાવી તેમાંથી તમારાં નાણાં લેઇ પછી આપણે બ્હાર જઇએ." તે ઓરડામાં એક મોટી બારી હતી તે ઉઘાડી; અને તેમાંની સીડીએથી ઉતરવા કીશનજીએ મી. ભાવનગરીને કહ્યું.

પક્કા દુશ્મનનો કીનાખોર ચ્હેરો દોસ્તીરૂપ બુરખા નીચે સદા ઢંકા

એમ રહે છે, જેથી મનુષ્ય હ્રદય જાણનાર માત્ર જગત પીતા શિવાય બી જો કોઇ તે જાણવા શકતીમાન નથી. તો મી. ભાવનગરી કીશનજીના આ વા ખોટા ડોળપર વિશ્વાસ રાખી ઠગાય એમાં આશ્ચર્ય નથી.

મી. ભાવનગરીને કીશનજીના આ વખતે બનેલા કૃત્રિમ ડોળ ઉપર બીલકુલ અણભરૂસો નહી આવવાથી રૂપૈયા લેવાની લાલચે સદરહુ સીડી થી તે ઉતરવા આગળ વધ્યો. કીશનજી તેના હાથમાં મીણબતી આપી પોતે તેની પાછળ આસ્તે આસ્તે ઉતરવા લાગ્યો. શું ઉતરે ! બે ત્રણ પ ગથીયાં ઉતરવાની સાથ બોગમાં છુપાવેલા રકતપાશસ્ત્રથી મી. કીશનજીએ વિશ્વાસુ ભાવનગરીના ગળાપર પછવાડેથી એક સજડ ઘા કર્યો! મી. ભા વનગરી એક જબરી ચિચિયારી પાડી સીડીએથી ધીબાક લેતો નીચે પડયો.

કીશનજી મી. ભાવનગરીનુ આમ ખુન કરી પોતાની ધારણા સફળ થઇ સમજી, એક પછી એક આ ભયંકર ઓરડા બંધ કરતો બહાર આ વ્યો. હવે તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા—કાળજુ ફફડવા લાગ્યુ-કોઇએ દીઠો તો નહી હોય એવી ધાસ્તી ઉત્પન્ન થઇ; અને જાણે કીધેલા આ ભયંકર કૃત્યથી કંટાળો પામ્યો હોય તેમ ધાસ્તીનો માર્યો તેના ઓ- રડામાં આવી આંખ્યો મીંચી બીછાનાપર પડયો. ચક્ષુઓ બંધ કરવાની સાથ તેને જાગતાંજ સ્વપ્નાં આવવા લાગ્યાં-મી. ભાવનગરી તેને પ્રત્યક્ષ દિસવા લાગ્યો—તેથી તે ચમકયો—ગભરાયો-ચમકી ચમકી ઉઠવા લાગ્યો- બહાવરો બની ગયો. ચેનથી વિરકત જણાયો. તેનું હ્રદય ભરાઇ આવવા- થી થરથર કંપવા લાગ્યો. પાછો આંખ્યો મીચી બીછાનાપર આમથી તે મ આળોટવા લાગ્યો.

બારણું ઉઘડતાં પીતાજી આવ્યા દેખી ચંદા બીછાનાપરથી બેઠી થઇ. "મને આજ એટલું બધું શું કામ આવી પડયુ છે કે મને ધા:કારી કાઢી" એવો વિચાર કરતી તેણી એક જાળીયામાંથી બાપની હાલત ની- હાળવા લાગી; અને આજ તેને ઘેલા માફક બનેલો જોઇ તેણી તેના ઓ- રડામાં ગઇ. અને પુછયું-"બાપાજી આજ તમે આમ કાં ગભરાઓ છો.? અને આ ખમીસને લોહીનાં તાજાં ધાબાં શાં ? અને તે શાથી પડયાં ? બાપાજી પેલો તમારી સાથે આવેલો શખ્સ-જેને તમે ભુતવખારમાં લેઇ ગયા હતા તે કયાં ગયો ?"

આ વખત કીશનજીની આ અવ્યવસ્થામાં વળી તેની વ્હાલી પુત્રીને મોઢેથી આ શબ્દો નિસરવા સાથ તે ચમકયો-ગભરાયો-અને ખમીસ ઉપર નજર કરી-જવાપ દેવા હિમ્મત હાર્યો. તોપણ બુદ્ધિમાં આવી જવાપ દે-

વાની તેને ફરજ પડી. કારણ તે જાણતો હતો કે છોકરી ઘણી ચાલાકછે. તેમ સત્ય બોલી છે. જેથી કદાચ આ વખતે આ મ્હારૂં કૃત્ય તે ચેતી જશે તો તેણી કોઇને કહી મ્હારાજ બાર વગાડવા ચુકશે નહી સમજી તેણે ધીમા અને શાત મીજાજથી કહ્યું—"આવ દિકરા આવ બેસ. આ લોહી તો ભુતવખારમાં પેસતાં હવડ જગાને લીધે ગરમીના સબબથી—મારી નસકોરી ફુટતાં લાગ્યું છે; અને પેલો માણસ તો કયારનોએ ગયો તું નથી જાણતી ?

"અરે પીતાજી, આ શું બોલો છો. ? પેલો સખ્સ ગયો. ? કયાં થઈને ? જ્યાં થઇ જવાનો રસ્તો છે ત્યાંતો હું કયારની સુતી છું" ચંદાએ આશ્ચર્ય ચકીત થઇ કહ્યું.

આ વખત કીશનજી વધારે ચમકયો. ચંદાનો આ પ્રશ્ન તેને એક સજજડ તમાચા માફક લાગ્યો. તે વધારે સાવધ થઇ બોલ્યો "દિકરી એ તો તેને તાકીદે સ્ટેશનપર જવું હોવાથી આમ રહી જાય તો તેને ડબલ ફેરો પડે માટે ભુતવખારની અંદરના બીજા તરફના દ્વારે રહી કયારનોએ ગયો. બેટી, હાલ મારૂં માથું દુઃખે છે માટે મને વધારે બોલાવીશ નહી. જા અત્રેથી હમણાં બીજા હોલમાં જતી રહે."

"પીતાજી તમે આજ આમ ગલ્લાં તલ્લાં બોલો છો તેથી મને શક ઉત્પન્ન થાય છે કે તમે મારે મોઢે જે ખરી બીના છે તે કહેવા છુપાવો છો. પીતાજી દગો ન રાખો તેમાં સાર નથી. પેલા આદમીને અંદર લેઇ જવાનો શો હેતુ ? આટલા બધા ઓરડાઓ પડયા છે તેમાં શું ખાનગી કામ નહોતું થતું ? કે કોઇ દિવસ નહી ને આજ ભુતવખારમાં લેઇ ગયા. ? પીતાજી માનો ન માનો પણ જેમ વખત જાય છે તેમ તેમ મને વધારે ખોટા વિચારો ઉત્પન્ન થાય છે; અને તેનું વધુ કારણ આ ખમીસ પર પડેલા લોહીના તાજા ડાઘા અને આપના મીજાજની વર્તણુંક છે." ચંદાએ શક લાવી કહ્યું.

"છોકરી મને લાગે છે કે તારા મગજમાં વધારે લોહી ભરાઇ આવ્યું છે કે આ મકાનના કોઇ સેતાને તને દિવાની બનાવી દીધી છે ? જા ઘાંથી તારા ઓરડામાં; અને પરમેશ્વરનું નામ લેતી બે ઘડી આરામ કર.

બાપના હાવા શબ્દોચ્ચારથી ગુસ્સો લાગતાં ચંદા પોતાના ઓરડામાં આવી; અને તર્ક વિતર્કથી વિચાર કરતી બીછાનાપર પડી કે "હ્વાય તેમ હોય પરંતુ પેઢીની ખટપટમાં બાપાજીને આજ કાંઇ નવું જુનું થયુંછે."

અત્રે કીશનજીના દિલમાં હવે જ્વર પેદા થયો જેથી દેવીની પેઠે તેનું આખુ અંગ ધ્રુજવા લાગ્યું. દીવાનખાનામાં પડેલ તેનું બનુસ

લેવા ગયો એટલામાં અફસોસ ! જેની તે બ્હીક રાખતો હતો તેજ સ-ખ્સ તેને આ વખત આગળજ નડયો. લાલકાકાને તેણે ઇશારો કરી મુંબઇની પેઢીએ જવા જણાવ્યું હતું; પરંતુ ટ્રેન ચુકવાથી–તેમ સાંઝ પડી જવાથી–તે પાછો આવી અત્રે દિવાનખાનામાં પડેલા એક ટેબલ પાસે ચસગા ચડાવી મુંબઇ સમાચાર વાંચતો ખુરસીપર બેઠો હતો. કીશનજી તેને જોઇ ચમકયો–અને પુછવા લાગ્યો "અરે ! બુઢા તું વળી અહીંયાં કયાંથી અને કયારનો આવી બેઠો છે.?"

ટ્રેન ચુકવાથી પાએક કલાક થયાં અત્રે આવી બેઠો છું; પરંતુ પેલો ભાવનગરી કયાં ગયો ?" લાલકાકાએ ગંભીરપણે પુછયું.

"એ તો અત્રેથી કયારનોએ ગયો છે" કીશનજીએ ધાસ્તીના આવેશમાં આવી કહ્યું.

"ત્યારે તે તો સ્ટેશનને રસ્તે ગયો હશે કેમ ?" લાલકાકાએ આતુરતાથી પુછયું.

"હા." કીશનજીએ ગભરાટમાં કહ્યું.

"આમ છતાં આશ્ચય લાગેછે કે તે મને મળ્યો નહી; પરંતુ તમે કઇ તેને ટુકડે રસ્તે વિદાય કર્યો હશે" લાલકાકાએ ઉલટપાલટ રીતે પુછયું.

"હા તેમજ" કીશનજીએ જેમ તેમ ઠોકવાજ માંડયું.

"વારૂ ત્યારે તમે તેને શી રીતે વિદાય કર્યો"? લાલકાકાએ પૂછયું.

"લાલકાકા તુ જાણેછે તો ખરો કે મારા બાપદાદાથી ગ્રાહક સમજાવવાની ટેવ ચાલતી આવીછે તે રીતે મેં એને સમજાવી કાડયો. બહુ ઝક કરી ત્યારે ચાર આનાના આઠ આના વ્યાજ કરી આપ્યું. એટલે બીચારો રાજી થઇ ચાલ્યો ગયો." કીશનજીએ બહાદુરીના ડોળથી કહ્યું.

"ઠીક પણ તે બીચારો એટલી ઉતાવળમાં ગયો કે તેના અંગપરનો ડગલો પણ તે અત્રે ભુલી ગયો ?"

કીશનજીની ચાલાકીપર મુનસફી કરતાં લાલકાકાએ કહ્યું.

કીશનજી ડગલો જોતાંજ ચમકયો. તેના મોઢાપર ફીકાશ છવાઇ રહી કદાચને લાલકાકાને કાંઇ શક તો નહી આવ્યો હોય ? એજ વિમાસણમાં તેનીમુખચર્યા નિસ્તેજ થઇ ગઇ. તે ધ્રુજતે હોઠે અને ધડકતી છાતીએ બોલ્યો "હા, તેમજ હશે. પરંતુ મહેરબાની કરી માથુ દુઃખેછે. માટે વધુ મને ન બોલાવતાં બીજા હોલમાં જઇ બેસ."

આથી લાલકાકા બીજા હોલમાં ગયો જયાં રહી કીશનજીની તમામ કૃતી માલમ પડતી હતી. કીશનજી લાલકાકાના ગયા બાદ લાલકાકાએ મને તેમ કરતાં જોયો તો નહી હોય ? એમ વિચાર કરતો બિછાનાપર પડયો.

ચિંતાએ તેનો મગજ ફોલી ખાવા માંડયો. જેથી તે વિચારોથી વિમુખ રહેવા તે નિંદ્રા દેવીની આરાધના કરવા લાગ્યો. પણ ફોગટ. તે તેને પાનું-પી સમજી તેની નજદીક આવીજ નહી. તેને હવે જાગતાંજ સ્વપ્નાં આવવા લાગ્યાં; અને બડબડવા લાગ્યો. પ્યારી રાધા—પ્રથમ તું મને ધીઃકારતી હતી, પરંતુ હવે તારા પ્યારા ભાવનગરીને મેં ઠેકાણે કર્યોછે......તો ખુન......તે ગયો......જીંદગીનો......પ્યારી, માન......પ્રથમ હું તાર ભાવન......ઓળખતો...ન...પણ પરમેશ્વરે મને તે ઓળ......અને તેના પાપથી......લેવાયોછે...પ્યારી...જીગર......હામ......મારૂ રત્ન...ઉઠ...શોક......મુકી......અને......મને...પ્રેમથી......ભે......

લાલકાકા આ તેના સ્વપ્નાવસ્થા તુલ્ય અર્ધા શબ્દો સાંભળી પામી ગયો કે "ભાવનગરીની સ્ત્રી રાધાને તે ચહાતો હોવાથી તેણે મી. ભાવનગરીનું ખુન કર્યુંછે; અને મારાથી તે વાત તેણે છુપાવીછે પરંતુ તે તેની ધારણામાં ફસ્યોછે. ખેર જોઇએ હવે શું પરીણામ નિકળેછે.

---

## પ્રકરણ ૪ થું.

### પવિત્ર—પ્રેમ.

પ્રેમરૂપ પારસમણી સૌકો તેને ચ્હાય.
પામે પૂર્વે કર્યાં હશે પુન્ય જેહની કાય.

મોહબત કુદરતનો બીજો સુર્યછે; અને એ જ્યાં પ્રકાશેછે ત્યાં નેકીનો ઝરો ઉત્પન્ન કરેછે; અને જે પ્રમાણે સુરજ—જે દુનિયાની આંખ છે તેના વગર સઘળા રંગો, હુન્નરો તેમજ કુદરતની ખુબીઓ માણસ જાતને નકામી છે. તે પ્રમાણે—ઓરત જાતમાં મુકેલી સઘળી ખુબસુરતી નકામીછે. મોહબત વગર માણસ જાતમાં મુકેલા સઘળા નેક ગુણો ડટાએલા રહે છે—(જ્યોર્જ ચેપમેન)

પડોશમાં રહેનાર રાધાબાઇ ભલું માણસ છે. મારા પીતાનું મકાન છોડી અતરે આવ્યા બાદ હું આ મકાન ભાડે રાખી રહોછું ત્યારથી તેમની ખાનદાની જોઉછું તેમનો છોકરો રમણલાલ અને તેઓની છોકરી તારાના ગુણો વિશે તો પુછવુંજ શું ?! અહા! તેમાં તારા તે તો એક ન્હાનો ચાંદજછે. શું તેની અવર્ણનીય અનુપમ લાવણ્યતા. અહા ! શું એનું રૂપેરી ઢોળ ચડાવ્યા સમ લલાટ—તથા શું તેની નજદીકજ શોભીતી તેણીની ભ્રમર કે જે તેણીના મૃગાક્ષી લંબાકાર ચક્ષુપર ઇંદ્રના ધનુષ્ય જેવી—પોતાના કામદેવરૂપી શસ્ત્ર કટાક્ષવડે હજારો લોકોના દિલની શાંતીનો નાશ કરનાર તરીકે ગર્વ ધરતી વિરાજીત થઇ રહીછે! અહા ! કેવા પરવાળા જેવા

હોઠ તથા શું સુંદર નાશીકા, ! શું તેણીનો નાગની ફેણી જેવો અને તેવોજ કાળો ચોટલો! પરંતુ અહા! જ્યારે કોઇ કોઇ વખત તેણી વાણી બોલેછે ત્યારે તેના મોતી તેના પરવાળા જેવા સુંદર હોઠને અડકતાંજ તે કમળની લાલ પાંદડીપર જાણે ઝાકળના બીંદુ ચળકતાં હોય તેમ શોભા આપેછે. અહા! તેની બધી ખુબસુરતી ઇશ્વરની બેહદ કારીગરી તથા ચાતુર્યતાના નમુના છે! તેણીને હું બેહદ ચ્હાઉંછું. તેમ તેણીની તથા તેણીના કુટુંબની પણ મારાપર વધારે ચ્હાયનાત છે. તેણીની માનો ખાસ વિચાર મારી સાથ તેણીના લગ્ન કરવાનો પણ છે. અહા! ઉભય પક્ષનો વિચાર એક છતાં પરણવું તે પહેલાં સંસાર ચલાવવાના સાધનો તૈયાર રાખવા એ મારૂં અંતઃકરણ વધારે સમજે છે. અને નહી તો અમસ્થુ પરણી પોતાની અને પોતાના કુટુંબની ફજેતી કરી લેવી એ કાંઇ સમજુ—શિખેલા; અને ડાહ્યા પુરૂષનું કામ નથી; અને જરૂર તારાનો મા'રાપર ગમે તેટલો પ્યાર છે, તોપણ જ્યાં સુધી હું મારૂ અને હવે પછી થનાર મારા બૈરી છોકરાંનું બરાબર રીતે ગુજરાન કરવાને શકતીમાન થઇશ નહી ત્યાં સુધી કોઇ પણ સ્ત્રી સાથ પરણવા હું કદી હામ બીડીશ નહી; અને ગુજરાન ચલાવવા પુરતો શકિતમાન થઇશ તો પછી તારા સાથેજ પરણીશ; અને આટલો પ્રેમ છતાં જો તારા બેઇમાન થઇ તો પછી તેની જુદાઇ સાથ તેની બેઇમાનીની યાદમાં આખી જીંદગી સંસારથી દુરજ રહેવું એજ સારૂં છે. અરે પણ ? "તારા" એવી ભાગ્યેજ બેઇમાન નીકળે. અને એટલામાંજ મારે તેણીને બેઇમાંનીની ખોટી નામોસી આપવી મુનાસબ નથી.

આ પ્રમાણે "તારા" સાથે પવિત્ર પ્રેમમાં લુબ્ધ થવાની અણીપર આવી પહોંચેલો—કામદેવના પુષ્પ સરના તીક્ષણ બાણના સપાટામાં પ્રથમજ સપડાએલો—એક ખુબ સુરત અઢાર વર્ષની વયનો યુવાન સખ્સ પોતાના મકાનની ડ્રોઇંગ રૂમમાં વિચાર કરતો બેઠો છે; આ સખ્સ બીજો કોઇ નહી પણ તે "તારા"ના ભવિષ્યનો ભર્થાર; અને કીશન લવજીનો એકનો એક છોકરો "પ્રેમરાય" હતો.

તેના બાપને અને તેને કેટલોક વખત થયાં અણબનાવ થવાથી પોતાનું નશીબ અજમાવા તે બહાર નિસરી પડયો હતો એવું ગયા પ્રકરણમાં આવેલ છે તે વાચકવૃંદને યાદ હશે !! તેજ વખતથી તે ફરતો ફરતો સુરતમાં આવી મિ. ભાવનગરીના મકાનની સાથે એક ભાડે મકાન લઇ રહ્યો હતો. તે છબીયો પાડવાનુ તથા ચિતરવાનું કામ કરતો હતો; અને તેમાં સુધારા થવા હજુ શીખતો હતો; અને તેના ભલા અને પાક દિલ સાથ મીલનસાર સ્વભાવથી તે મિ. ભાવનગરીના કુટુંબને અતિ પ્રીય થઇ

પડયો હતો. કોઇ કોઇ વખતે તે મી. ભાવનગરીના મકાનમાંજ જમતો હતો. રમણ અને તેને ધાઢી મિત્રાઇ થઇ હતી; અનેતેની નેક દાનતથી "તારા" પણ તે બંનેની ગમતમાં કોઇ કોઇ વખતે ભાગ લેતી હતી. તારાની ઉમર હાલ અગીયારમું ઉતરી બાર વર્ષની થવા આવી હતી.

પ્રેમરાએ બાપનું ઘર છોડયા બાદ પોતાને કોઇ ઓળખે નહી માટે તેણે પોતાનું નામ કાયમ, રાખી બાપનું નામ ફેરવ્યું હતું.

તારાનો કન્યાકાળ પૂર્ણ થવા આવ્યો હતો. હવે તેણીનો પીતા એડનથી આવે તો તેણીના લગ્ન કંઇ પણ થાય ખરાં.

તેણી પ્રેમરાયને વ્હાતી હતી; અને તેણીની માનો વિચાર પણ ઘણે ભાગે આ સુશિક્ષીત અને સદ્‌ગુણી પ્રેમરાય સાથ તેણીના લગન કરવાનો હતો; જેથી દિવસે દિવસે તેઓ પરસ્પરનો પ્રેમ તેઓના દિલમાં મજબુત ઘર કરી બેઠો હતો. તોપણ તેઓની પ્રીતિ નેક અચલ–હતી. અને કોઇ પણ તરેના બદીના કૃમણુ તરફ દોરાવા તેઓ પાપ સમજતાં—ઇશ્વરથી બીહીતાં હતાં—આ વખતે તારાએ પ્રેમરાયના મકાનમાં પ્રવેશ કર્યો તેને જોઇ પ્રેમરાય વિચારથી વિરકત થયો,–પ્રેમરાયને હાથે ચિત્રેલ ચિત્રો નીહાળતી તેણી એક ખુરશીપર બેઠી. આ ચિત્રોમાં તેણીની માની પરવાનગીથી ચિત્રેલી તેણીની એક તસવીર હતી. આ તસવીર ઘણીજ ખુબસુરત અને મન મોહક ચિતરવામાં આવી હતી. તારા વખતે વખતે અહી આવતી તો તેજ જોતી તેણી બેસતી હતી. અને આ વખતે પણ તેણી તેજ તસવિર નિહાળતી–તથા આ હુંશિયાર અને આત્મ કૌશલ્યવાન પુરૂષ સાથ મારા લગન થાય તો કેવું સારૂં એ વિચાર કરતી—બેઠી હતી. વખતે જરા સરમીંદી પડી તેણીના અંતઃકરણમાં પ્રેમરાય વિશેના પ્રેમે પ્રવેશ કર્યો—તેણી હર્ષે ઘેલા બની પરંતુ અગાડી પ્રેમરાય કહેતો હતો કે તહારાં મા બાપ મારાં ગરીબ સાથે તહારાં લગન કેમ કરે? એ પ્રશ્નનો જવાબ આ વખતે "તારા" તેણીની માની પાસેથી લેઇ આવી હતી. તેથી તેણી પ્રેમરાય પ્રતિ બોલી—"પ્રેમરાય, તમારી સાથ મારી માતુશ્રીની મારા લગ્ન કરવા પરીપુર્ણ મરજી છે; અને તે વિષે આજે જમતી વખતેજ યુકિત પ્રયુકિતથી મે પુછી લીધુંછે—તે બોલ્યાં કે તેની હાલત ગમે તેવી છે. તદપી તે કોઇ સારા કુટુંબનો—ખાંનદાનતું ફરજન—છે એ તેનુ નુર કહી આપે છે. અને વ્હાય તેમ હોય પરંતુ એ આપણને ખપતો છે. તેમ તે સદગુણી છે અને તેના હાથમાં એક ચિતારાનો મન પ્રસંદ અને વખાણવા લાયક હુન્નર છે તો તે વ્હાય તે બાંને પૈસો પેદા કરી શકશેજ",

—પ્રેમરાય તમારે વિશે મારી માનો આવો મત છે તો તમારી હાલની ગરીબી હાલતપર હવે તમારૂ ધ્યાંન ખેંચશોમા; અને એમજ સમજજો કે તારા તમારીજ છે. અને છેવટે ઇશ્વરના સોગન લેઇ કહુછું કે પરણીશ તો તમારીજ સાથ નહી તો તમારા વિયોગમાં આખી જીંદગી કુંવારી ભોગવવી હું મારા અંતઃકરણથી ઠીક સમજુછું.

તારા ને મોઢેથી આ દયા જનક શબ્દો સાંભલી પ્રેમરાયના દિલમાં તેણીના પવિત્ર પ્રેમ વિશે ખાતરનિંશા થઇ, અને પ્રથમ તેણી કદાચ બે ઇમાન થશે એવા વિચાર તે લાવતો હતો તે વિચારો આ વખત તેનુ અતઃકરણ છોડી અખાડા કરી ગયા. તે બોલ્યો "તારા" જે તારો વિચાર તથા પ્રતિજ્ઞા છે; તેવીજ મહારી છે. પરંતુ તારા અને મારા વિચાર વચ્ચે અંતર એટલો કે તારી ઉતાવળને મારો હજુ વિલંબ" —"મારો વિચાર કુટુંબનું પુરતું ગુજરાન કરવાં જેટલી સત્તા મેલવ્યા બાદ પરણવું તેવો છે; અને તે દઢ છે. તુ જાણે છે કે હું જે વાતનો નિશ્ચય કરૂછું તે કદી ફરવાનો નહી; અને તેટલાજ માટે આજની ટ્રેનમાં હું અલહાબાદ ઉપડી જનારછું. ત્યાં ચિત્રશાળાની યુનિવરસીટીમાં પાસ થઇ કાંઇ રોજગાર સર કરી બાદ તારી સાથ લગ્ન કરીશ. તહારાપર ત્યાં જઇ હું પત્ર લખીશ, અને ત્યાંથી હું જે મારૂ ઠેકાણું લખુ તે મુજબ તુ પણ મને પત્ર લખજે. હા જો કે હું તારાથી જુદો પડીશ ખરો પરંતુ તુ એમ ના સમજીશ કે તહારા ઉપરનો મારો પ્રેમ ઓછો થશે. અને તુને તે ભરૂસો ન આવતો હોય તો લે પરમેશ્વરના સોગન લેઈ તને વચન આપુછું કે તારાથી હું કદી ફરીશ નહી. પણ પ્રિયે નેક રહેજે વધુ કહી શકતો નથી"

પ્રેમરાયને મોઢેથી જવાનુ સાંભળી આ યુવાવસ્થાના મળસ્કામાં ઉજેસ મારતી પરંતુ કોઇ પણ તરેહના સંસારી માર્ગ ક્રમણમાં નહી પડેલ છતાં—આ ખુબસુરત બાળા એકદમ મુર્છાગત થઇ*—નિરાશ થઇ—બેભાન થઇ. વિયોગ થવાના સંભવે કરી તેની ચક્ષુમાંથી ધોધની માફક બાષ્પ બીંદુ ટપકવા લાગ્યાં. પ્રેમરાયે તેને સાવચેત કરી. તેણીને આંમ વિમાસતી જોઇ તેના ચક્ષું પણ ભરાઇ આવ્યા. તેની લાગણી પણ જરા દુખાવા લાગી. તેણી બોલી "પ્રેમ ! પ્રેમ તું આ શું બોલે છે? ! આરે તુ જશે ? ! મને મુકીને ? અરે ત્યારે તારી તારા કહાંને સોંપતો

---

* સંસારી માર્ગ ક્રમણમાં નહી પડેલ છતાં આ વિશેષણથી મુર્છા અસંભવીત છે. તથાપી પ્રેમનો એવો સ્વભાવ છે કે જડ વસ્તુને એકતા કરી આપે તો પછી ચેતનની તો વાતજ શું ? જુવો લોહ ચુંબક ન્યાય—

જાય છે ? ! અરે તુ આ શી હઠ લેઇ બેઠો છે ? ! તહારે પૈસો શું કરવો છે? મારા બાપાજી બહું એ કમાયા છે. તેમ મારા ભાઇને તેં પેઇન્ટરનો હુન્નર શિખવ્યો છે. તો તમો બંને એકઠા મલી અત્રેજ રોજગાર ચલાવો તો "—

"તારા તું જાણે છે કે મારો વિચાર ફેરવવો ઘણો કઠીણ છે. તુ ચિન્તા મુકી દે. માસથી બનશે તો હું ફક્ત છ માસની અંદર આવી તને મળીશ" પ્રેમરાયે ધૈર્ય આપી કહ્યું.

તારા જાણુતી હતી કે પ્રેમરાયનો વિચાર ફરવો હવે મુસ્કેલ છે જેથી તેણી લાચાર થઇ બોલી—પ્રેમરાય તારાપરનો મારો પ્રેમ કદી ઓછો થવાનો નથી એ નિશ્ચય સમજજે; અને તારી યાદગીરીમાં જીંદગી ખ્વાર કરૂં તે કબુલ પરંતુ ભષ્ટ?—અરે મુવાને કોઇ નાલાયક તારા સિવાય મારા સામુ જોય તો પ્રિય પ્રેમ ! તે વિશે તો તુ બોલીશજ ના ! પરંતુ મને માત્ર ફીકર એટલીજ છે કે તુ જાય અને ઘણા દીવસ સુધી આવે નહી તો પછી મારી મા તથા બાપ મારી મરજી વિરૂધ કોઇ બીજા સાથ મારા લગન કરે તો પછી મારૂં—"

તારા તે વિશે ગભરાઇશ નહિ. પરમેશ્વર આપણી ધારણા કદી નિષ્ફળ નહીજ કરે. ચાલ હવે તારા કુટુંબિઓ સાથ મને મળવાદે" એમ કહી પ્રેમરાય તારાના ઘરમાં ગયો. તેની મા તથા ભાઇને પોતાની જવાની વાત કરી તેઓ ઘણા દિવસના બંધાએલા સ્નેહથી આ વખત તેની જવાની વાત સાંભળી ઘણા દીલગીર થયાં. પ્રેમરાયને રાધાએ ખાંનગીમાં લેઇ જઇ તારા સાથ તેના લગન કરવાનો વિચાર જણાવી તેને તાકીદે પાછા ફરવા જણાવ્યું. પ્રેમરાય આ પછી ટ્રેનનો વખત થવાથી આ કુટુંબની છેવટની મુલાકાત લેઇ અત્રેથી વિદાય થયો—

તારાના અંતઃકરણમાં પ્રેમના વિયોગનો કારી ઘા લાગવાથી તેણી રાત દિવસ તેના વિચારમાંજ ગુંથાઇ ઘેલા-દિવાના માફક દિન ગુજારવા લાગી.

## પ્રકરણ ૫ મું.

### એક ભયંકર આફત.

**पुरुषं सेवते नान्यं मनोवाक्काय कर्मभिः ।**
**लोभितापि परणार्थैः सा सती लोक भूषणा ॥**

પરપુરૂષ દ્રવ્યે કરી ગમે તેમ લલચાવે, તોપણ મન, વચન, દેહ અને કર્મે કરી જે સ્રી બીજા પુરૂષનું સેવન ન કરે અર્થાત બીજા પુરૂષની કોઇપણ જાતની લાલચથી ન લલચાતાં આફત વખતે પણ પોતાનું પતિવ્રત મુકતી નથી તેની સ્રી આ લોકને શોભાવનાર.સતી જાણવી.

પ્રાણનાથને મકાન છોડે લગભગ છ માસ વીતી ગયા. દીવાળીના દિવસો હવે નજદીક આવી પહોચ્યા, ઘેર ઘેર ઢાક ઝમાળ થવા માંડયો તોએ હજુ પત્ર સરીખો પણ આવ્યો નહી. અરે તેઓ મુંબાઇ જઇ કીશન લવજીને ત્યાં રૂપૈયા મુકી તેની રસિદ મને બીડનાર હેતા. અહા ! ન આવી તે રસીદ કે ન આવી કાંઇ ખબર. અરે ! તેમને મારે વિશે જરાપણ દયા નહી આવતી હોય?! નાના તેવા તો તે નમેરા નથી. ત્યારે શું, મને આવતાં સ્વપ્નાં પ્રમાણે કઇ જોખમ તો આવી પડયુ નહી હોય?! દૈવને ખબર—ઇશ્વર જાણે શુંય હશે ! નહીતો પત્ર સરીખો પણ લખ્યા વિના રહે નહી. અરે કીશન લવજી હજુ તારો મારાપર કટ્ટો દ્વેષ હશે?! નાના દસ પંદર વર્ષની વાત હવે ભાગ્યેજ તેના સ્મરણમાં રહી હશે. તેમ તેની પ્રથમની ચાલ ચલગત કરતાં હાલની તેની સ્થિતિમાં ઘણોજ તફાવત પડયો હશે જેથી વ્યાપાર રોજગારમાં હું તેને કયાં સાંભરતી હોઇશ. યુવાવસ્થામાં, માણસ જાત, કમ અકકલ ને લીધે એક નાથ્યા વિનાના મસ્ત બનેલ સાંઢ માફક હોય છે; પરંતુ જ્યારે, તે સંસારી હાલતમાં પડે છે, ત્યારે તે દરેક ઠેકાણેથી વિંધાઇ જાયછે. તેના શરીરમાં ચિન્તા ઘર કરી બેસે છે. પછી તેને પોતાના કુટુંબના અને પોતાના ગુજરાનાર્થે ધંધા રોજગારમાં ગુંથાવું પડેછે. પૈસા પ્રાપ્ત કરવાની લાલચ પડેછે—ઇજત મેળવવી સારૂ સમજેછે; અને તે વખતે ઇજત અને પૈસાને ઘેરમાર્ગે ચઢાવનાર–તેના કટ્ટા દુશ્મનો અંતઃકરણમાંથી તેને છોડી વિખુટા પડેછે. તેમ કીશનલવજી નાણાવટી સંસારમાં ગુંથાયો હશે. એમ વિચાર કરતી રાધા તેનો છોકરો કાંઇ બહાર કાર્યાર્થે ગયો હોવાથી તથા છોકરી તેના પ્રિયતમના વિયોગથી દિલગીરીમાં ગરકાવ થતી મકાનની આજુ બાજુના ઉપવનના એક ભાગમાં બેઠી હોવાથી નિશ્ચિંત પણે બેઠીછે. એટલામાં આગળનું દ્વાર ઉઘડયું—ભણકારા થયા, અને કોઇ અંદર આવતુ હોય એવો ભણકારો માલમ પડયો; અને જોત જોતામાં તેણીના વ્હાલાનો વેરી—તેના કુટુંબના દુશ્મને એકદમ પ્રવેશ કર્યો. આ આદમીને અનિશ્ચિત પણે એકદમ આવેલો જોઇ રાધા એકદમ બીધી—ચમકી—અને જ્યાં બેઠી હતી ત્યાંથી યત્કિંચિત પણ હાલ્યા શિવાય ત્યાંને ત્યાંજ સજડ થઇ ગઇ; અને બ્હાવરી અવસ્થાએ જરાવાર રહી બોલી "કીશન લવજી" !

તે આવેલા સખ્સે તેણીની સામે પડેલી એક ખુરશિપર આવી બેસતાં કહ્યું—"હા, રાધા તે હું કીશન લવજીજ"

અહિયાં કેમ આવવું થયું ? [illegible] આ ઘર તને કહાણે બતાવ્યું. રાધા ભીતિથી ચમકી ગલગટથી બોલી.

"આજ પંદર વર્ષની દોસ્તી તાજી કરવાથેજ પાછુ મારૂ ત્યાં આ-વવું થયું છે રાધા; અને આ મકાન બતાવનાર તહારો ધણીજ છે બી-જુ કોઇ નહી." કીશનજીપ્રેમા વેશથી બોલ્યો.

આ શબ્દોથી રાધા ધ્રુજવા લાગી. હવે આ દુષ્ટ શું કરસે; અને ત્યાં કેમ આવ્યો હશે. ?! તે વિચારમાંજ તેણી સ્તબ્ધ બની ગઇ. તેને એકે વિચાર સુઝવા લાગ્યો નહી. તેણીએ અત્રેથી ઉઠી બ્હાર જઇ કોઇની મ-દદ મેળવવા વિચાર કર્યો. પરંતુ તેમ કરવાથી રખેને કીશન લવજી કાંઈ સાહસ આદરી બેસે એ હેતુથી તેણી ત્યાંજ બેશી રહી. અને જરા ધૈર્ય લાવી બોલી—"મારા ભરથાર તારે ત્યાં એક લાખ રૂપીઆ વ્યાજે મુકવા આવ્યા હતાને ?"

કીશનજી—કોણ તહારો ગરીબ ભરથાર ભાવનગરી ! મારે ત્યાં રૂ-પીઆ વ્યાજે ? અને તે પણ એક લાખ ? રાધા તદન ત્હારી ભુલ છે; અને તુને કોએ ભમાવી છે.

"લબાડ તું મારૂ દિલ ઉશ્કેરવા જુઠુ કહેછે. શું તેઓ એક લાખ રૂપીઆ વ્યાજે મુકવા તારે ત્યાં નહોતા આવ્યા? રાધાએ ગુસ્સાથી ચીડાઇ કહ્યું.

કીશજી—રાધા, તદન જુઠું-હડહડતુ જુઠું, તારી વાતમાં બીલકુલ પાયો નથી. ઉડતો તે મારો કરજદાર છે. કદાચ તે અતરેથી કાંઇ જુજ રકમ લાવ્યો હશે; પરંતુ જુગાર, અફીણ. રૂ, અને વર્ષાદના બ્યાર કર-નાર સટ્ટામાં તેણે સઘળું ગુમાવ્યું હશે; આખર એડન ઉપડતી વખતે તેની પાસે એક ફુટી બદામ સરખી ન હોતી, તેથી તે મારી પાસે રૂપીઆ ચાળીસ હજાર વ્યાજે લઇ ગયો છે; અને તે બદલ તેણે એક દસ્તાવેજ લખી આપ્યો છે.

"અરે ! તું કહે પણ તે મારૂં અંતઃકરણ કેમ કબુલ કરે !" રાધાએ ધીઃકારથી કહ્યું.

"જ્યારે તું તેના સ્વહસ્તે લખેલા અક્ષરો જોશે ત્યારે તો કબુલ કરશેને ?"—કીશનજીએ પુછ્યું.

રાધા આ તેના શબ્દો સાંભળી—શું પોતાના પતિએ તેમ કયું હશે ?! અરે ત્યારે તેના એક લાખ રૂપૈયા કઇ ગયા હશે. એમ વિચારવા લાગી—તેને કહ્યું—"હા, જો તું તેમની સ્વહસ્તે કરેલ સહી મને બતા-વશે તો મને કાંઇક માંનવાનું કારણ ગળશે"

કીશનજી—ઠીક છે ત્યારે, પરંતુ તે હાલ બતાવવું જરૂરનું નથી.

કારણુ તે જોઇ તને વધારે બેચેની ઉત્પન્ન થશે. ખેર પરંતુ રાધા, હવે તું મારી ધારણા સફળ કરવા સમજી હશે. અને અગાડી મારી સાથ ચલાવેલ તારી બેવકુફાઇ તે હવે સુધારી હશે ! કીશન લવજીને તેં હવે ઓળખ્યો કે નહી ? ! હું પંદર વર્ષની વાત તાજી કરવા આવ્યોછું; અને તે જો તું નહી કબુલ કરે તો હું આજથી તારો કટ્ટો શત્રુ થઇશ. - પણ નહી, તેં ત્હારી અગાડીની છોકરબુદ્ધિ હવે સુધારી હશે., પ્યારી, બોલ કેમ મારે વિશે હવે તારા પ્રેમ ભરેલા મુખાર્વિંદમાં શું ઉત્તરછે. ?”

એક તરફ તેના પતિના વિયોગ સાથ નીકળેલા પોગળની ફીકર અને બીજી બાજુ આ ઘાતકી હૃદયના નર પીશાચના અપવિત્ર શબ્દોચ્ચાર સાંભળી રાધા વધારે ખેદયુકત થઇ—તેણી સર્વાંગે ધ્રુજવા લાગી—થરથરવા લાગી—કંપવા લાગી—પરમેશ્વરને કાલાવાલા કરવા લાગી. “ હે સ્વયંભુ પ્રભુ ! પંદર વર્ષની સુખી જીંદગી ગુજાર્યા બાદ આ દુષ્ટના ધિઃકાર ભરેલા અપવિત્ર શબ્દો મને તું પાછો સંભળાવે છે—” ! ! !

કીશનજી—રાધા, પ્રિય રાધા, આમ મુગી ના બન. હા નાનો જવાબ કેમ નથી આપતી ?! ત્યારે શું મને ધીઃકારેછે ?! વ્હાલી શું તું મને ધીઃકારેછે ! અથવા તારા ગરીબ ભીખારી—ભાવનગરી કરતાં મારી પાસ દોલત ઓછી ધારેછે ? અરે ! શું તેના કરતાં મારી ખુબસુરતી કમી સમજેછે ? અને તેમ છતાં જો તું મને ધીઃકારતી હોય તો તદર્થે મારે કેટલી વિપત્તિ સહન કરવી પડીછે તેનો જરા ખ્યાલ કર—

સાંભળ, નહાનપણમાં કચ્છના સવાઇ બ્હાદુર ખેંગારજીની નામીચી પાઠશાળાઓમાં થોડી ઘણી કેળવણી મેળવ્યા બાદ મુંબઇની જાણીતી પાઠશાળાઓમાં મારા બાપે મને વિદ્યાભ્યાસ માટે મુકયો હતો. અત્રે હું થોડુ ઘણું શિખ્યો; પરંતુ નીતિ અને ધર્મની કેળવણી મને કોઇએ આપી નહી, તેથી હું છાકટા દોસ્તોનો શીરદાર બન્યો. તેઓ પણ મને ખાનબહાદુરજ માનવા લાગ્યા. રંડીબાજી અને *નાટકશાળાઓમાં રાત દિવસ નિસરવા લાગ્યો. મારા બાપ જે મ્હોટા વ્યાપારી હતા. જેનાથી તું અજાણુ નથી—તે મને દરમાસે રૂ. ૧૦) મોકલતા હતા. એટલી જુજ રકમથી મારૂં પુરૂ નહી થવાથી ખાતુ પાડી રૂપૈયા ઉપાડવાનો વખત આવ્યો. થોડા દિવસમાં બસો રૂપૈયા થઇ ગયા. મારવાડીનું આંગપરનું બે દોકડાનું

* આ વાત લંબાવવાનું કીશનજીનું કારણ રાધાનુ દિલ પોતાપર ખેંચાવા માટેજ હતું અને એ બાને વધુ રોકાણુ થાય. એજ બીજું નહી.

વ્યાજ દિવસે દિવસે વધવા લાગ્યું. આથી હું ગભરાયો; અને મારા બાપને ઠગવા મેં યુકિત કરી; એકદમ તાર કર્યો કે હું ઘણો શિક છું; અને મારી સ્કુલના વડાની મારફત એક સરજનની દવા ચાલેછે; અને તેને દરરોજ દસ રૂપૈયા ફી આપવી પડેછે. માટે ખર્ચ મોકલજો. વધુ ફીકર કરશો નહી કારણ તે સરજનની દવાથી મને સારો ફેરછે. મારા બાપનો હું એકનો એક છોકરો એટલે તેઓએ મારા મંદવાડની વાત સાંભળવાથી એકદમ રૂ ૪૦૦ ની એક હુંડી મોકલી. મારો કીધેલો પ્રયાસ એકદમ ફળીભૂત થયેલો પેખી આ વખત મને અત્યંત આનંદ ઉત્પન્ન થયો. મારવાડીના રૂપૈયા આપતા બાકી જે કંઇ રહ્યું તે વડે, ભણવાનું દુર મુકી દરરોજ વાલકેશ્વર મહા- લક્ષ્મી કરતા રહ્યા. બાપે મોકલેલી રકમ બે વર્ષ ચાલે તેવી હતી. તે દસ પંદર દિવસમાં ખરાબ દોસ્તીની સંગતીથી ખરાબ કર્યા. તમામ રકમ ખલાસ થઇ. હવે પાસે એક દોકડો સરખો પણ રહ્યો નહી. વિશીમાં પણ પૈસા આપી જમવાના સાંસા થયા. અફસોસ! બાપે મોકલેલી રૂ. ૪૦૦) ની રકમ થોડા દિવસમાં ખલાસ થઇ ગઇ તો હવે એટલા થોડા દિવ- સમાં તેઓ પાસેથી બીજા રૂપીયા શી રીતે મંગાવાય ?! અને એમ કર- વાથી કદાચ પોગળ પ્રદર્શિત થાય; એ વિમાસણમાં મને ઘણીજ વ્યથા પ્રાપ્ત થઇ. આ વખતે મને ખાનબ્હાદુર માનવાવાળા મારા દોસ્તો વિષે મને નક્કી થયું કે તેઓ મને નહી પણ પૈસાને માન આપતા હતા.

જે ઓરડીમાં હું રહેતો હતો તે ઓરડીની સાથેની ઓરડીમાં મારો એક બીજો દોસ્ત રહેતો હતો. તે જાતવાન—બુનિયાદ, શાણો હતો. તે મારી ચાલ સુધારવા મને ઘણું કહેતો પરતુ તે વખતે મને તેના બોલો દુષ્મન માફક લાગતા હતા. પરંતુ આ વખતે મારાપર ગુજરેલી વ્યથાનું વાસ્તવિક કારણ તેને મેં વિદિત કીધું. આ સમયે તેણે મને કાંઇ ઠપકો આપ્યો નહી પરંતુ પ્રથમ તેમને ઘણી સુસમજ આપતો તે આ વખત મારે યાદ કરી અફશોસ કરવાને બસ હતું. તે મિત્રે મને અતરેથી દેશમાં જવા ફરમાવ્યું પરંતુ બાપના બોલાવ્યા શિવાય જવા મને ઘણી શરમ દિસવા લાગી. તેમ પાસે ભાડાના પણ પૈસા નહી હોવાથી તે દોસ્તના કહેવા મુજબ તે- ની પાસેથી રૂ. ૨) લેઇ મેં મારા બાપને તાર કર્યો. આ વખતે આ મારા સુભેચ્છકે પણ મારાથી કાંઇક છાનો મારા બાપપર તાર કર્યો. જેની મત- લબ પછીથી મને માલમ પડી કે તે—મારા બાપને મને અતરેથી બદ- ચાલના કુંડમાંથી બચાવી લેવાનો હતો—મારા બાપે બે દિવસની અંદર જે મકાનમાં હું રહેતો હતો તે મકાનનો માલીક તેઓનો મિત્ર થતો હો-

વાથી તેના ઉપર મને ખરચ આપી તથા કંઇ કરજ કર્યું હોય તે પતાવી મને અતરેથી માંડવી મોકલી દેવા તાર કર્યો; તેથી તેણે મને થોડાક રૂપીઆ આપ્યા. જે લઇ મં વિશીવાળાને, ધોબી, હજામ, તથા મકાનનું ભાડું તથા પેલા મારા મિત્ર જેણે મને તાર કરવા રૂપીઆ આપ્યા હતા તે વીગેરેનું દેવું પતાવી નિરાશપણે મુંબઇ નગરીના છેવટના દર્શન કરી આગ-બોટને રસ્તે હું માંડવી આવ્યો.—કમનસીબની કહાણી કાંઇ અજબજ હોયછે— અતરે આવી જોઉં છું તો મારા પીતાશ્રી સખ્ત મંદવાડમાં પડેલા છે.— તેઓ મરવાની અણીપરજ આવી ગયા હતા; અને જાણે તેઓ ફકત મારૂં માહુ જોવાનેજ જાણે ખોટી ન હોય તેમ થયું. મને આવેલો જોઇ તેઓ બોલ્યા—"બેટા હવે અમો તો જાઇએ છીએ—સંભાળીને ચાલજો— પછી તમે માલીક છો. બેટા શેઠની શિખામણ ઝાંપા સુધી." એટલું બોલી તેઓમો પવિત્ર આત્મા આ ફાનિ દુનિયાનો ત્યાગ કરી સ્વધામે પહોચી ગયો. મારા પીતાના આ છેવટના શબ્દો મારા અંતઃકરણમાં આ સમયે સજડ ચોટી રહ્યા—પરંતુ તે થોડા વખતનેજ માટે—પડી ટેવ તેતો ટળે કેમ ટાળી—તેમ થયું. હવે તો મારા બાપની હજારો રૂપીઆની દોલતનો હું માલીક થયો, દોસ્તો પણ હવે ઘણા મળવા લગ્યા, તેમાં ઘણો ભાગ ખુશામતિયા અને આપમતલબીઆઓનો હતો. કોઇ કોઇ વખત મારા પીતાના શબ્દો મને યાદ આવતા તે વખતે જરા ડહાપણ ધારણ કરતો પરંતુ કુસંગતીના સંસર્ગે કરી તે ડહાપણ મારી પાસે વધારે વખત ટકી શકતુ નહી. એટલામાં એક વાડીલાલ નામના મારા દોસ્તે આવી મને કહ્યું "શું યાર તમે દોલતવાળા શા કામના ? આ જમે એક ખુબ સુરત ઇંદ્રની અપ્સરા જોઇ! અહા! એ સાથે લગ્ન કરી સુખ માણ્યું હોય તોજ જીવ્યા પરમાણ.

મારા મિત્રને મોઢેથી આ શબ્દો નિસરતાંજ હું લલચાયો—કામાવેશમાં આવ્યો. આટલો વખત થયાં હું પરણ્યો નહોતો. સબબ મારી બદફેલી મારી આખી ન્યાતમાં માલમ હોવાથી મારે ઘેર મારે માટે કોઇ માગું મોકલતુ નહી. મારા પીતા તે ગોઠવણમાંજ હતા. પરંતુ મારા કમભાગ્યે તેઓ વધુ જીવી શકયા નહી. પેલી મારા મિત્રે કરેલાં વર્ણન વાળી રંભાને એક વખત નજરે નિહાળવા મે નિશ્ચય કર્યો;—અને તેણીને જોવા મારૂં દિલ એટલું ઉશ્કેરાયુ કે ખાધા પીધા શિવાય એક નાનજી નામના મારા દોસ્તને ત્યાં ગયો. તેનો બાપ આ વખતે મકાનમાં નહી હોવાથી તે દોસ્તને કાંઇક આપીને સમજાવી તેના મકાનમાં પ્રવેશ કરવા મને હરકત પડી નહી. મારા

દોસ્તના દિવાનખાનામાંથી તેણીનું દિવાનખાનું સ્પષ્ટ રીતે દેખાતું હતું. મારા દોસ્તને કંઇક બ્હાનાથી પુછતાં તેણે તેણી મને ઓળખાવી. આ વખત હિંદુસ્તાનના નકશા તરફ નિહાળતી તેણીને મે જોઇ-ઓળખી— તે મારીજ ન્યાતના એક માતબર વ્યાપારીની એકની એક પુત્રી હતી"

ગરીબ બીચારી રાધા આ વાતની શરૂઆતથીજ કંપીત હૃદયે ખુરશીપર બેઠી હતી તે આ વખત ઘણી અકળાઇ અને નહી રહેવાથી બોલી "માફ કર કીશનજી મને તારી વાત સાંભળવાની જરૂર નથી."

"નહી જો તું મને ધીઃકારે છે તો જરૂર તારે તે સાંભળવીજ પડશે.

તેણી મધ્ય ઉંચાઇએ છે; અને તેનો આકાર ગોળ, નાજુકતાઇથી ભરેલો છે. તેની આંખ્યો કાળી લંબધારી, અને સેંજ આશમાંની છે; અને કલ્પના કરૂં છું કે જ્યારે નિર્મળ આંસુ આ આંખોમાં ઉભા રહે છે ત્યારે તે ઝાકળમાં પગલેલા એક ખુબસુરત ફુલની માફક દેખાય છે. તેના વાળ કાળા અને કુમાશમાં રેશમ જેવા છે; અને સફાઇમાં નાજુક તથા ઉમદા છે. જેની ભ્રકુટી વતળાકારે છે. તેની સફાઇની હદ બાંધેલી છે; અને તે વાળ કરતાં જરા કાળી છે. વધારે કાળી નથી—આંખની પાંપણો કાળી-લાંબી-તથા જાડી છે; અને મારી વાર્તાની આ બહાદુર સ્ત્રી જ્યારે નીચું જોઇ તેને સંતાડવા ચ્હાય છે ત્યારે તેની ખુબસુરત કીકીયોને ઢાંકવાને તે એક ખુરખા અથવા ઝુલના જેવી માલમ પડે છે. તેના હોઠ હિંગલોકીયા રંગ જેવા ચળકતા નહી પણ કાંઇક સુંદર લાલાશવાળા છે. કે જે ઝાકળની ભીનાશની માફક છવાએલા લાગે છે."

"બસ કર કીશનજી બળી તારી વાત બંધ કર હું તે સાંભળવા ખુશી નથી." રાધાએ અતિશય કંટાળી કહ્યું.

"ના જ્યારે તુમને ધીઃકારે છે તો તે સાંભળવા તુ બંધાએલીજ છેઃ—

જે યુવાન સ્ત્રીનું હું બ્યાન કરૂં છું તેની અંગત્રણ કાંતી કાંઇક ઝાંખાશ માલમ પડે છે. અને તેના ગાલનો રંગ જો કે સુંદર ઝાંખો અને સ્વચ્છ છે. તો પણ હું ખાતરીથી કહું છું કે તેને જો એક સુખાવાસમાં મુકી હોય તો યુવાની અને તંદુરસ્તીપણું આ લાલ ગાલને ગુલાબના ફુલ અથવા ગુલે અનારના જેવો રંગ આપી શકે. તેનું કપાળ સુંદર અને વિશાળ છે. તેનો ચ્હેરો ગોળ પૃથ્વીના જેવો છે. તેનું નાક તલની ધાર જેવું છે; અને તેની ચામડીની સ્વચ્છતા વિશે અપારદર્શક ધોળાપણું છે; અહા! રાધા આ સ્ત્રીની આકૃતી મારા અંતઃકરણમાં ચોટી રહી છે. તેણીએ નકસો જોવો બંધ કીધો, અને ડાબી બાજુ ગોઠવેલા કબાટમાંથી

એક અતિ સુંદર પુંઠાવાળી બુક કાઢી જેનાપર–સેકસપીયર વિરચિત–રોમ્યો અને જુલ્યટ–એવું મોટા અક્ષરે સોનેરી નામ લખેલું માલમ પડતું હતું. સદર બુક વાંચતી તેણી થોડો વખત એક ઇઝીચેરપર બેઠી એટલામાં અંદરથી કોઇએ બુમ મારવાથી તેણી અંદર ગઇ–ગઇ તેણી ગઇ ! હું ત્યાં ઘણો વખત સુધી થોભ્યો. પરંતુ તે પછી તેણી ત્યાં આવીજ નહી. આથી નિરાશા ધારણ કરી હું મારે ઘેર ગયો. મારૂ શરીર મદન વ્યથાથી વ્યથીત થયું. શરીરાધી સાથે મનોવ્યાધી ઉત્પન્ન થઇ—ખવાય નહી. પી વાય નહી. ફીકરમાં ને ફીકરમાં હું તો લેવાતો ગયો–ગાંડા જેવો બની ગયો. એક બીજાના ઉપર રાત દિવસ વિચારના વમલમાં ગોથાં ખાતો પડયો રહું. આ વખત મારી હાલત અરેબીયન નાઇટ્સમાં કાજીની પુત્રીપર આશક થએલા જવાન કે જે પછીથી લંગડો થયો હતો તેના જેવી થઇ હતી. મે પેલા મારા દોસ્ત કે જેના મકાનમાં રહી મેં તેની સુંદર અનુપમ લાવણ્યતાવાળી મુખમુદ્રાનું દર્શન કર્યું હતું તેની મારફત એક બે પત્રો લખી મોકલ્યા હતા. જેનો જવાબ પત્રદ્વારાએ નહી પણ મોઢેથી હાલની મારી બનેલી દુ:ખાવસ્થામાં વધારો કરનાર હતો. આથી વળી મારા દુ:ખ અને ચીંતામાં ઉમેરો થયો. બહુ બહુ કોટાં લડાઉ, ઘણી ઘણી યુક્તિઓ કરૂં પણ તે ફોગટ. આખર કેટલીક વગવસીલાઇથી મારી સાથ તેણીનાં લગન કરવા તેના બાપને ભલામણ કરાવી. તેણી હજુ કુંવારી હતી; અને ઉમર લાયક થઇ હતી. તથા તેણીને લાયક કોઇ વર મળી આવવો મુશ્કેલ હતો. તેમ તેના મળતીયાઓ, અને સલાહકારોને કેટલું નાણું આપી ફોડયા હતા જેથી તેઓ પણ તેની પાછળ ખાઇ પીને મંડયા રહેતા હોવાથી આખર મારી સાથ તેણીના લગન કરવા તેનો બાપ કબુલ થયો. આથી મારી સઘળી બીમારી દુર થઈ હૃદયમાં હદપાર આનંદ વ્યાપ્ત થયો. અને તેણીને પરણી લાવી સુખ શાંતિમાં રાખવાને મકાન સુધારવા લાગ્યો. કેટલું ફરનીચર મુંબાઇથી મંગાવ્યું જેનો આંકડો રૂ. બાર હજારનો થયો હતો. પરણવાના દિવસ માત્ર હવે પાંચ બાકી રહ્યા એટલામાં અફસોસ ! ! મારી તમામ ધારણા નિસ્ફળ ગઇ. નસિબ ધોવાઇ ગયું. કીધેલો ખર્ચ માથે પડયો. સાંજના ચારને સુમારે ખબર મળી કે તેણી એક તેના રાજકોટ ટ્રેનીંગ કોલેજમાં ભણતા દોસ્ત સાથે નાસી ગઇ ખરેખર એક તરફી પ્રીતી પાણીને મુલે જાય છે. તેવી મારી દશા થઇ તેણીના બાપે તેની ઘણી ખોળ કીધી. તેમ મે પણ તેણીને ખોળવા પછી બહુ પ્રયાસ કરયો, પણ તે સર્વ ફોગટ ગયો—તેઓ હાથ આવ્યા

જ નહી. અફસોસ તેમની વધુ તપાસ થયે પણુ સારૂ નહોતું. કારણુ તેણી નું નાસવાનુ કારણુ મારા વીસે તેણીના તરફની નાપસંદગી હતી. અને નાઠા અગાઉ તેણીએ તેના બાપને મારી સાથ પરણુવા ના કહ્યુ હતું તેમ તેણી હવે ઉમર લાયક થઇ હતી. એટલે કાયદાથી પકડવા પણુ તેનો બાપ અશકત હતો. સૌ થઇ રહ્યું. આપણુે તો એક બાવડી ગઇ. અને વળી બાપ કમાઇ મુકી ગયા હતા તે તમામ દોલત ધોઇ ધાઇ ખોઇ બેઠા. દોસ્તોમાં આબરૂ ગઇ—એકે વાતે આપણુને તો સુખ થયું નહી. લોકમાં થેકડી થવા લાગી. એટલામાં જીતમલ્લ જુઠાજી નામનો મુંબઇનો એક લક્ષાધિપતિ શરાફ મારવાડી આવ્યો તેની છોકરી ઉમર લાયક થઇ હતી. અને બીજો કોઇ વર મળી નહી શકતાં તેને કંઠે પ્રાણુ આવ્યા હોવાથી મારી હુંશીયારી અને સાબાશી ઉપર નહી પણુ મારા કુટુંબની આબરૂપર તેણે તેની પુત્રીના મારી સાથ લગ્ન કર્યાં. બાદ મને તે મુંબઇ લેઇ આવ્યો. તેની છોકરી જો કે ખુબસુરત હતી તદપી મને તે પસંદ નહી હતી તો પણુ તે મોટો પૈસાવાળો એટલે તેના આગળ મારાથી જરાએ ચું ચ્યા થતી નહી. અને એટલામાં મારી એ અણુમાનીતીને બે ફરજન થઇ ગયાં હતાં. થોડા વર્ષો બાદ તે જીતમલ જુઠાજી મરણુ પામ્યો. એટલે તેની દોલતનો અખુટ ખજાનો મારે હાથ આવ્યો. હજુ પણુ પેલી મારી આશના કે જેણે મને બધી વાતે એક વખત લજ્જડ હાર્ય ખવરાવીછે તેને હું ભુલી ગયો નહોતો. કેટલાક વર્ષો વિત્યાબાદ તે ઓની ખબર મળી. તેણીનો ધણી કાંઇ કાર્યાર્થે મારે ત્યાં આવ્યો. મેં તેને ઓળખ્યો. રૂપઇયા આપી મારો કરજદાર બનાવ્યો. અને તેની પાસેથી ઠેકાણું મેળવી મારી વ્હાલી પણુ એક રીતે મારી દુશમનના દરશને આવ્યો. તેણી એક ખુરશીપર બેઠી છે. હજુ તે મારૂ કહેવુ મંજુર રાખતી નથી; અને દુશ્મનાઇમાં વધારો કરવા મારૂં દીલ ઉશ્કેરે છે. પણુ તેની ઉપર જુલ્લમ કરવો એવું હું ધારૂ તો તે તક મને મળી છે, અને તે તક મારી પ્રતક્ષ એક ખુરશીપર બેઠી છે. પ્રિય રાધા ? તે તુજ કે જેને હું ચ્હાઉં છું. અને તે તુજ કે જેનું હું આ બ્યાન કરૂં છું.!!!

આટલું બોલી તે રાધાને પકડવા ગયો. રાધા જે આ વખત ઘણીજ કંટાળા સાથ આ પાપી હવે ત્યાંથી શી રીતે જાય તો હું છુટી થાઉં એ વિચારમાં બેઠી હતી. તે એકદમ ચમકી; અને ખુરશીપરથી ઉઠી તેને સામો આવતો અટકાવ્યો. આ વખત તેણીની આંખમાં ગુસ્સાએ પ્રવેશ ર્યો. તેનું શિયળ સાચવનાર દેવે તેને સાહ્યતા આપી. તેણીના દીલમાં

ઝનુની પેદા થઇ. તેણી તેની બેવકુફાઇથી રાતી પીળી થઇ ગઇ. તોપણ પોતાની વફાદારી અને ખાનદાનીને છાજતો ચ્હેરો ધારણ કરી બોલી " દુષ્ટ કીશનજી તારી બચપણની તરેહવાર અને ધીઃકારવા લાયક વતણુંક પાછી યાદ લાવવા તું શરમાતો નથી ? ! નાદાન, જા નીકળ હમણુંને હમણાં આ મકાનમાંથી તારી. હાજરી આ મકાનને બહુ બહુ અપમાન અને નાપાક કરે છે. તું જાણે છે કે આ મકાન મ્હારૂં છે; અને અતરેથી તને એકદમ ધકકા મારી કાઢી મુકવા હું શકિતમાન છું. જા બેશરમી દુર થા. હવેથી યાદ રાખજે કે કોઇ દિવસ પણ આ મારા વાડીના દરવાજાની પાયરીએ ચઢી આવ્યો તો મોત થયું સમજજે.

રાધાના આ શબ્દો તેને કડવા ઝેર જેવા લાગ્યા; અને પ્યાર જો કે આંધળો છે તદપી તેને પોતાનું અપમાન થએલું પેખી. ઝનુની ઉપજી પણ પોતે હાલ પરાયા ઘરમાં આવેલ છે તેમ તેને હાલ પ્રાપ્ત થએલી આબરૂથી ડરી તે અપમાન સહન કરી તે બોલ્યો—"રાધા. તારા શબ્દો મને એક તીર માફક લાગે છે. પરંતુ વિશેષ ગુસ્સે ન થા. હું આ ચાલ્યો. પણ જોજે ખુબ યાદ રાખજે કે એ થોડાને માટે. અને પરમેશ્વરને આ તારી મગરૂરી નાપસંદ પડી ચુકી છે. જેથી હવેથી મને બીન હરકતે આ મકાનમાં આવવાનું ભાગ્યેજ રોકી શકીશ. લે ખુશી થા. હવે હું તારાથી જુદો પડું છું. પરંતું તને એક વખત આ પેપરમાં આવેલ આર્ટીકલ વાંચવા ભલામણ કરૂં છું "

" રાધાએ આ ન્યુસપેપર મધેનો ફકરો કે જેપર કીશન લાલજીએ લાલસાહીથી સાઇન કીધું હતું તે વાંચવા માંડયો જેની મતલબ નીચે મુજબ હતી.

" મુંબઇના બારામાંથી ગઇ તા. ૨૧ મી જુલાઇને રોજ સ્ટીમર શીપ. "Kumoodabandhava." ( કુમુદબાંધવ ) એડન જવા ઉપડી હતી, તેનો હજુ પત્તો નથી તેના લાગતા વળગતાઓને બહુ ચિંતા થાયછે"—

આ ઉપરનો ફકરો વાંચતાંજ એકદમ રાધા ચિચીયારી પાડી જમીનપર મુર્છાખાઇ પડી–તેણી બે ભાન થઇ–આ લાગ જોઇ કીશન લવજી તેણીની કમરે ખોસેલ કુંચીયોનો ઝુમખો કાઢી લેઇ અંદરના હોલમાં ગયો. અને એક કબાટ ઉઘાડી કેટલાક કાગળીયાઓ તથા તેની પાસે બીજા પાકીટમાં પડેલી ત્રણ તસ્વીરો લેઇ અત્રેથી તે સપાટાબંધ ન્યુસપેપર ત્યાંજ રાખી પલાયન કરી ગયો.

# પ્રકરણ ૬ ઠું.

## કાવત્રાં.

અરે આ જગતમાં ભારી કરે છે લોભ બહુ ખ્વારી.—ટેક.

નથી ભરૂસો દેહનો શું બનશે આ કાળ,
તોપણ લાલચ મન ધરી જીવ બને ચંડાળ—
ખુન કરી નિર્દોષનાં ઇચ્છે બનવા રાય,
પણ ધાર્યું પ્રભુનું થતાં મુરખ મન પસતાય.

( લ. વી. )

હા,! પૈસા! પૈસા! તુજ સમાન જીવ લેનાર જમ આ દુનિયામાં કોઇ નથી તું રૂપેરી મુરતી એ સઘળી માણસ જાતને પુજારી બનાવી બરી માયાના મંદીરમાં તારાં પાપની પુંજા કરતાં બેસાર્યા છે. પૈસાના પુન્યથી પાપીના નાવ તરેછે; અને પૈસાની કુમકેજ નિચકુલનાઓ સરજોરી કરે છે—

રાધાના મકાનમાંથી કાંઇક કાગળ તથા ત્રણ છબીઓ કીશનજી ચોરી લેઇ ગયો. તેમાં એક મી. ભાવનગરીની તથા બીજી રમણ અને તારાની હતી. તે સુરતથી મુંબઇ આવ્યો; અને બારોબાર તેના પરેલપરના ભુતવખારને બંગલે ઉતર્યો. આ વખત લાલકાકા ત્યાં હાજર હતા. કીશનજી અત્રેથી અમદાવાદનું નામ દેઇ ઉપડી ગયો હતો; પરંતુ તેજ દિવસેથી લાલકાકાના દિલમાં શંકાએ પ્રવેશ કર્યો; અને તે શંકા ખરીજ પડી. કીશનજીની લુચ્ચાઇ તેની નજરે આવી ઉભી. કીશનજી પણ સમજ્યો કે લાલકાકાએ વાત જાણી નથી તદપી જાણુશેજ; અને હું જો નહી કહી જણાવું તો મારાથી ભીન્ન ભાવ રાખશે વિચારી બોલ્યો કે "લાલકાકા મારે તમારૂં એક કામ છે, અને તે કામમાં તમારે મને મદદ કરવાની છે."

"કીશનજી તું મારાથી ગમે તેટલી લુચ્ચાઇ ચલાવવા પ્રયત્ન કરે છે તો ખરો પરંતુ તે ચાલી નહી શકવાથી તું મને કહે છે તોપણ ખેર બોલ તારે શા કામમાં આશ્રય જોઇએ છે!" લાલકાકાએ સભ્યતાથી પુછ્યું.

કીશનજી—ઠીક પણ લાલકાકા પેલો ભાવનગરી થોડા દીવસપર આપણે ત્યાં આવ્યો હતો તેને તમે ઓળખો છો કે ?!

"હા તેના નામથી ઘણો વખત થયાં ઓળખુ છું" લાલકાકાએ જીજ્ઞાસાથી કહ્યું.

"ત્યારે સાંભળો તે બિચારો મરી ગયો !!" કીશનજીએ દીલગીરી બતાવતાં કહ્યું.

" અરે ! તેમ કેમ બને ? ! કેમ શા ઉપરથી કહે છે? " લાલકાકાએ આશ્ચર્ય બતાવી પુછ્યું.

" અરે, તમે જાણોછોના કે સ્ટીમસીપ કુમુદબાંધવ એડન જતાં રસ્તામાં ભાગી ગઇ છે તેનો હજુ પત્તો નથી. ? " કીશનજીએ કહ્યું.

" હા એવું સમાચારમાં વાંચ્યુંતુ" ખરૂં લાલકાકાએ કહ્યું.

" તેમાંજ મી. ભાવનગરી ગયો છે. " કીશનજીએ કહ્યું.

" તે શા ઉપરથી સમજાય કે મી. ભાવનગરી તેમાંજ ગયો હોય ?" લાલકાકાએ કહ્યુ.

" નહી નહી લાલકાકા, ન તેમાંજ ગએલો. કારણ અત્રે તે ઘણી ઉતાવળ કરતો હતો તે તેમાં જવાનેજ માટે, અને અત્રેથી ખુલાસો થતાં તે ગયો તે વખત સમય પ્હોંચતો હેવાથી તે તેમાંજ ગયેલો. કારણ તે પણ તેમાંજ જવાનું કહેતો હતો. વાસ્તે ખચ્ચીત તે સ્ટીમર સાથ ડુબીજ મુવો હોવો જોઇએ. અને તેથી હું તેના રૂપૈયા દબાવી પડવા માગુ છું " કીશનજીએ કહ્યું.

" બાહ ! કીશનજી તારા વિચાર ઠીક હવામાં કીલ્લા બાંધે છે. આવું તારૂ પ્રમાણીકપણું કે ? પણ સ્ટીમર કદાચ ભાગી હોય તો તેમાંથી તે બચ્યો કેમ ન હોય ? અને ખેર તે ડુબ્યો તો તારી બલા ગઇ પરંતુ તેની પાછળ કોઇ રડનાર કુટનાર તો હશે કે નહી ? ! ! તે તને કેમ પચવા દેશે, ? " લાલકાકાએ કહ્યું.

" તેઓ પાસે તેનો શું પુરાવો ? !

" કેમ નહી ? તારા હાથની રસિદ ક્યાં ગઇ ? "

" તે તો મી. ભાવનગરી સાથ દરીયામાંજ ગોથાં ખાતી હશે. "

" એમ કેમ બને ? તેણે અત્રેથી ઉપડી જતાં અગાઉ પોષ્ટમાં નાંખી કાંન હોય ? ',

" લાલકાકા તુતો મારૂ માથુ ફેરવે છે. હવે ટુકી કર જો, તારો કોઇ વકીલ બકીલ ઓળખીતો છે કે ? "

" ત્યારે એમજ બશિમરતને કે તારે લુચ્ચાઇજ કરવી છે. બોલ વકીલનું શું કામ છે. ? "

" જુઓ હુ તમારાથી છુપુ રાખી શકતો નથી હું સુરત ગયો હતો; અને ત્યાં જઈ મી. ભાવનગરીને મકાનેથી કેટલાક તેના હસ્તાક્ષરો લાવ્યો છું એ પ્રમાણે તેની સહી કરી—આપડે બાંથી જે દીવસે તે ગયો તેના એક દીવસ અગાઉનો એક દસ્તાવેજ કરવો. અને તે એવી રીતે કે તેની

પાંસે આપણે રૂા ચાળીસ હજાર માગીએ છીએ; અને તેને પેટે આપણે ત્યાં મુકેલું પેલું વાડીનું ખત તેણે ગીરો મુક્યું છે એમ ગોઠવવું. અને મુદત નાખવી તે મુદત અંદર રૂપૈયા ન ભરીદે તો તેની વાડી સાથેનું મકાન બરેબાદરે સામાને આપણું થાય. એ મુજબ લેખ કરી તેમાં તારી સાક્ષી જોઇશું.”

“ નારે ભાઇ એ બલામાં કોણ પડે. ઇશ્વર એ લુચ્ચાઇથી મારા પર કેમ રાજી રહે ? અને હીંવા કાવત્રાં કરવાથી જમના મારથી મને કોણ છોડાવે ?”

“ લાલકાકા હજી તું ટાયલાંમાજ રહ્યો. કોણે જોયાછે જમના માર; અને કોણે જોયાછે નર્કના કુંડ. એતો આ ભોળી દુનિયાને ભમાવા બ્રામણોએ પાંના ચિત્રી શાસ્ત્રરૂપી ગપાષ્ટક ઉભાં કર્યાછે. માટે તેપર ધ્યાન નહી આપતાં તારો ફાયદો વિચારી આ કાર્યમાં મદદ કર. જો તું તેમ કરશે તો રૂ. અઢીસોની રકમ દરવર્ષે તને વર્ષાસન તરીકે આપીશ.”

“ છીટ, એમ તો નહી મગર વર્ષે દિવસે પાંનસો રૂપૈયા આપે તો કબુલ કરૂં ” લાલકાકાએ કીશનજીને પેચમાં લેતાં કહ્યું.

“ હા, તેમ પછી ? કીશનજીએ કબુલ કરતાં કહ્યું.

ઠીક ત્યારે ચાલ એક મારો દોસ્ત વકીલ છે. તે દરરોજ જુઠા દસ્તાવેજો બનાવી ખોટાં કોટાંથી ગુજરાન નિભાવે છે; અને તે હાલ માખ્યો મારતો બેસી રહેછે, માટે તેની પાસે જઇએ. પરંતુ જો જે હોં એનો હાથ ડાબવા કાંઇ જોઇશું ?!

“ વારૂ ચાલો પણ તાકીદ કરીએ કારણ આવેલી તક ગુમાવીએ તે ઠીક નહી.”

એમ ઠરાવ કરી તેઓ બંને ગયા.

---

## પ્રકરણ ૭ મું.

### ઘરબાર વિનાનાં.

સુખ દુ:ખ વારા ફરતી છાયા, કાર્ય વિધીનું એવું,
સંકટ સમયે ધીરજ ધારી પ્રભુ રાખે તેમ રહેવું;
સત્ય સદા ફળશે—આખર બદીનો નાશ થશે.

આ જીંદગીમાં સુખ અને દુ:ખ એ સદ્ગુણનું નહી પણ ડહાપણનું પરીણામ છે. દરેક સુખ દુ:ખને પરમેશ્વર એવી તો નજીવી બાબત ગણે છે કે, તેની વહેચણ કરવામાં ધ્યાન આપવું એ અયોગ્ય સમજે છે—

( ગોલ્ડસ્મિથ. )

" દુનિયાના રસ્તા ઉપર ચાલતાં જ્યારે, વિપત્તિરૂપી કાંટા; અને બાવળના ઝાડ આવે ત્યારે તેની આગળ બેશી રડવાનાં કરતાં, તેની ઉપરથી કુદિ જવાની તજવીજ કરવી એ વધારે સારૂં છે. દિલગીર અને રડતા માણસની જીંદગીનો દોરો સદા ટુંકો હોયછે; અને, જીંદગીના માર્ગમાં ડાહાપણ ભરેલી ચાલ અગત્યની છે. દુઃખ આવી પડેછે, ત્યારે દિલગીરી અને ના ઉમેદી તેને બરતરફ કરતી નથી. ત્યારે બહેતર છે કે બેસિને શોક કરવા કરતાં તેનો ઉપાય શોધવો—

(બમન)"

કીશનજી રાધાને બેભાન અવસ્થામાં રડતી મુકી કાંઇક કાગળીઆ લેઇ ચાલ્યા ગયાને થોડો વખત થયો એટલામાં તારા જે તેના પ્યારાના વિયોગથી વલોપાત કરતી પાસેના ઉપવનમાં બેઠી હતી તે અત્રે આવી; અને રમણ પણ બ્હાર કાર્યાર્થે ગયો હતો ત્યાંથી ઘેર આવ્યો.

પોતાની વ્હાલામાં વ્હાલી જનેતાને એકદમ આંમ દુઃખાવસ્થામાં પડેલી જોઇ તેઓ ગભરાયાં-બ્હાવરાં બની ગયાં-રડવા લાગ્યાં, અને જોત જોતામાં એક કલાકની અંદર આ મકાનમાં રડાકુટ તથા કોલાહલ મચી રહ્યોઅને એ સાંભળી આજુબાજુનાં પાડોશીઓ ભરાઇ ગયાં. તેઓએ રાધાની હાલત જોઇ તેણીની આસના વાસના કરી. છોકરાંને રડતાં છાનાં રાખ્યાં. રાધા તેના બાળકોને રડતાં જોઇ આંખ્યના આંસુ લુછી નાખી સાવધ થઇ છોકરાંને છાંના રાખવા લાગી. બચ્ચુ એ માતાને હરખ અને પીતાની આશા છે. તે મુજબ રાધાને આ વખત દુનિયાની વ્હાલામાં વ્હાલી ચીજ મુજબ તેના ફરજન લાગ્યાં. આ મકાનમાં થતો કોલાહલ સાંભળી દોડી આવેલ સખ્સોમાં એક વકીલ હતો. જેનું નામ જમીયતરાય, ઓાછવરાય, અને સોરઠીઆની અડકે તે ઓળખાતો હતો. જાત તે વડનગરો નાગર હતો. મુબાઇમાં કેટલાંક વર્ષો થયાં તડામારથી પોતાનો ધંધો ચલાવતો હતો. એ અરસામાં કીશોરપ્રસાદ નામનો તેનો એકનો એક યુવાન પુત્ર એલ. એલ. બી. ની પરીક્ષામાં પાસ થઇ તેજ સાલમાં કોલેરાના દુષ્ટ ઉપદ્રવને ભોગ થઇ પડવાથી તેને પોતાના એકના એક પુત્રનો શોક અંતઃકરણમાં સજડઘા કરી બેઠેલ હોવાથી હાલ તે સદર ધંધો કેટલાક દિવસથી છોડી અત્રે પોતાના વતનમાં આવી સર્વે દુનિયા જુઠી સમજી ઇશ્વર સ્તવનમાંજ કાલ નિર્ગમન કરતો રહ્યો હતો. તે ભાવનગરીનો એક મિત્ર થતો હતો. અને તેના ઘરમાં શોક ધ્વનિ નિસરતો સાંભળી તે અત્રે આવ્યો હતો. તેણે રાધાને પુછ્યું. રાધાબાઇ તમને શું થયું છે; ? અને આમ ગભરાએલાં કાં દિસો છો. "

" જમીયતરાયભાઇ મારા દુઃખની હવે હદ રહી નથી, અને મારાથી કહેતાં હવે જીભ ઉપડતી નથી. જુવો આ ન્યુસપેપરમાં શું લખેછે " ? રાધાએ નિશ્વાસ નાખતાં કહ્યું.

" એમાંતો કુમુદ બાંધવ ગુમ થવાંનુ લખે છે. તેથી શું સમજાય."? જમીયતરાએ જીજ્ઞાસાથી કહ્યું.

" અફસોસ ! તે કુમુદ બાંધવજ તમારા ભાઇની ભોગ લેનાર નીવડી છે. તેઓ તેમાં બેસી એડન જતા હતા. " રાધાએ અશ્રુપાત કરતાં કહ્યું.

જમીયતરાય આ સાંભળી આશ્ચર્ય ચકિત થયો-દિલગીર થયો-અને થોડા વખત સુધી સ્તબ્ધ થઇ ઉભોજ રહ્યો. બાદ તેણે વિચાર કીધો કે આ વખતે આ લોકોને જો હું ધૈર્ય નહી આપુ તો તેઓના દુઃખમાં હદ પાર ઉમેરો થઇ તેઓ હેરાન થશે સમજી તે રાધાને કહેવા લાગ્યો "રાધાબાઇ તમે ભુલ કરોછો. એ ઉપરથી કેમ સમજાય કે કરશનદાસ તેમાં જ ગયા હોય ? ! તમે આજુ બાજુ નિશ્ચય કરી જોયો-? "

" ના ભાઇ મેં પ્રતિતી તો નથી કરી જોઇ પરંતુ આજ રમણને મુંબઇ ખબર કાઢવા મોકલનારછું. " રાધાએ નિરાશાથી જવાપ આપ્યો.

" વારૂ કાંઇ તે બચ્ચાંને માટે ગોઠવણ કરી ગયા છે કે ?"

રાધા--ભાઇ હું મારી શિ કર્મ કથા કહું. તેઓ અત્રેથી ઉપડનાર હતા, તે દિવસે કહેતા હતા કે વખતે દરીયામાં કેમછે કેમ નહી. માટે મારાં છોકરાં અને તારે માટે કીશન લવજીની મુંબઇની મશહુર પેઢીપર એક લાખ રૂપૈયા મુકતો જઇશ. તે નાણાંની નોટો મને તેઓએ બતાવી હતી. હવે તે નાણાં તો કયાંઇ ગેબ થઇ ગયાં અને ઉડતું ખબર કાડતાં કીશનજી રૂ. ચાળીશહજાર અમારાપર લેણા કાડે છે આ વાત ઉપરથી ગને તે નાણાવટીની લુચ્ચાઇ માલમ પડે છે.

જમીયતરાય-હા, રાધાબાઇ અમો પણ ધારતા હતા કે કરશનદાસ પાસે એક બે લાખની મુડી છે તો આમ કેમ બને ? પરંતુ કીશનલવજી જેવો નામીચો શરાફ એટલા માટે જુઠું બોલે એમ કેમ મનાય ?"

રાધા-અરે ભાઇ ! એ લુચ્ચા દગાખોર નાણાવટીનું તો નામજ દેશામાં. મનુષ્ય જાતના નામને એબ લગાડનાર દુનિયામાં બીજો કોઇ પેદા થયો હોય તો તે કીશન લવજીજ છે !

જમીયત-શું ત્યારે, તમે તેને ઓળખોછો ?

રાધા--હાજી, હું એ નાલાયકને બચપણથી ઓળખુછું; અને તમારા ભાઇને મેં * * * * * એટલું બોલી રાધા રડવા લાગી.

જમીયતરાય—રાધાબાઇ ધીરજ ધરો અધીરાં ન થાઓ. આ કામમાં જો દગલબાજી હશે તો તમારા બાળકોના હિતાર્થે હું આજરોજ મુંબઇ જઇ ખાતરી કરી આવીશ. અને રમણને પણ મારી સાથે મોકલજો. તે પણ તપાસ કરશે.

જમીયતરાય દયાળુ અને પરોપકારી મનુષ્ય હતો; જેથી રમણને લેઇ તે મુંબઇ ઉપડી ગયો. રમણને જાણીતી ઓફીસોમાં તથા વ્યાપારીઓને ત્યાં ખબર કાઢવા મોકલ્યો. અને પોતે કીશન લવજીની દુકાનપર ગયો. તપાસ કરતાં મી. ભાવનગરીએ કરી આપેલું લખત ખરૂં ઠર્યું બાદ જે વકીલને ત્યા તે લખ્યું હતું તેને ત્યાં જઇ તપાસ કરી પરંતુ તેઓ લુચ્ચાઓની પાકી લુચ્ચાઇ તેને જરા પણ માલમ પડી નહી. આણીપાસ રમણને પણ કુમુદ બાંધવ ભાગી ગઇ છે એ શિવાય વધુ પત્તો નહી લાગવાથી તેઓ બંને પાછા સુરત આવ્યા. જમીયતરાએ બનેલી હકીકત રાધાને વિદિત કરી અને કહ્યુ કે " લખેત મી. ભાવનગરીની સહીનુ છે. અને તેમાં લખ્યું છે કે મુદત અંદર રૂપૈયા વસુલ ન થાય તો સુરતનું મકાન ભરેભાદરે સામાને તેના કબજે થાય. જે મુદત પુરી થવાને ફક્ત હવે આઠ દિવસનીજ વાર છે. આ ઉપરથી રાધા વધુ વિમાસણમાં પડી રડવા લાગી. જમીયતરાએ તેને ધૈર્ય રાખવા કહ્યું. જેથી રાધા ધૈર્ય પકડી ભવિશનો વિચાર કરી ચુપ રહી. અને પોતાના મકાનમાં જે કાંઇ રાચરચીલું જણુસ ભાવ હતું તે આ દયાળુ અને પરોપકારી જમીયતરાયના હસ્તે વેચાવી ધોબી, માળી, ચાકર નફર વીગેરેનો પગાર ચુકવી તેણીએ મુંબઇ જવાનો વિચાર કર્યો. અને રમણને પોતાને સારૂ મકાન રાખવા અગાડીથી મોકલ્યો. તેણીનો વિચાર એવો થયો કે છોકરાં કાંઇ ધંધો રોજગાર કરશે એટલે ટકુ નભશે; અને વળી જોઇએ કાંઇ પતિનો પતો જડે છે.! ! પોતાના ભર્થારના મરણની શક પડતી વાતપરથી રાધા તે સ્રીના સૌભાગ્યમાં કાંઇ ફેરફાર કરી શકી નહીં. પરંતુ બાર વર્ષ સુધીમાં મી. ભાવનગરીનો પત્તો નહી લાગે તો. પછી તેનુ શાસ્રોક્ત વિધીએ સ્નાન કરી લોકાચાલ કરવો અને ત્યાં સુધી શોકીયાં વસ્ર ધારણ કરવા તેણીએ વિચાર રાખ્યો.

રમણે મુંબઇ જઇ માંડવી બંદર પાસે બાપદેવ સ્ટ્રીટમાં રસિકલાલ શ્યામજી ભણશાળીના માળામાં બે ખંડનું એક કાતરીયું ભાડે રાખ્યું, સાત દિવસ થયા તોપણ કીશનજીએ રાધાને ઘર છોડી જવા સરખી નોટીસ પણ આપી નહી તોપણ ખુરશી ટેબલ કોચ પલંગ અને બીજી જે

કાંઇ ફરનીચર રાચરચીલું હતું તે ત્યાંજ પડતુ રાખી પુરી થતી તા. ૨૪ જાન્યુઆરીની રાત્રે તેણી તારાને લેઇ દુઃખી અવસ્થામાં સુરત નગરીની છેલી મુલાકાત સાથ બાકી રહેલા રૂ..૫૦૦) જેવી નજીવી રકમ લેઇ રાધા મુંબઇ ઉપડી ગઇ: નિમેલી મુદતે રમણ પોતાની મા અને બ્હેનની ચરનીરોડ સ્ટેશનપર વાટ જોતા લાગ્યો. એટલામાં રાધા અને તારા ટ્રેન-માંથી ઉતર્યાં. એટલે તે પોંતાને રાખેલ ઉતારે લેઇ ગયો.

દુષ્ટ અને ઘાતકી હૃદયના કીશનજીનો વિચાર મુદત પુરી થયે એ-કદમ રાધાના મકાનપર કાચી જપ્તી લેઇ જવાનો હતો; પરંતુ મુદતને દિવસે ત્યાં જઇ જોતાં કોઇ નહી હોવાથી હાથ ઘસવા લાગ્યો–ધારેલા શિકાર હાથમાંથી છટકી જવાથી તે દિલગીર થયો. પરંતુ તેનું મકાન કબજે કરી તે પાછો આવ્યો.

---

## પ્રકરણ ૮ મું.

### તારાનો પ્રયાસ.

**सुखं दुःखान्त मालस्यं दुःख दाक्ष्यं सुखोदयं ।**
**भूतिस्त्वे वंश्रिया सार्द्धं दक्षे वसति नालसे ॥**

( શાંતિપર્વ )

ગરીબાઇ દુઃખ તો છે. પરંતુ સારા માણસો જેઓ એ સુખના સ્વાદ ચાખેલા તેઓપર તે વધારે જબર દુઃખ થઇ પડે છે; અને તોપણ એ દુઃખમાં પોતાના વળેલા હાડકાંથી તેઓ જેટલાં સુખી થાય છે તેટલા એવાં જે સુખીઆં આખા હાડકાના આળસુ બેસી રહી પોતાના આગલા સુખ અને હાલના દુઃખને યાદ કરે છે. તેઓ સુખી થતાં નથી. દુઃખના સામુ જોવાથી–તેનિ સાથે લડવાથી–અને કામમાં પડવાથી સઘલુ દુઃખ ભુલી જવાય છે; અને આવતા સુખ માટે તૈયાર થવાય છે—

સુરતથી ઉપડી મુંબઇ આવતી વખતે રાધાની પાસે ફક્ત રૂ. ૫૦૦) હતા, તે હવે આસ્તે આસ્તે પુરા થવા આવ્યા અને એ પુરા થઇ રહે તો. પવન ખાઇ પેટ ભરવાનો વખત હતો. રમણની ઉમર હાવે વર્ષ અ-ઢારની થવા આવી છે. આટલી ઉમરમાં તેને બીએ ની ડીગ્રી સંપાદન કીધી હતી. પરંતુ નોકરી કયાં? તે દરરોજ બ્હાર ભટકતો; અને ન્યુસ-પેપર–ચોપાન્યા વીગેરેમાંની જાહેર ખબરો વાંચતો—અને અરજ કરતો. પણ અફસોસ!! નહી દાદ કે નહી ફરીયાદ! અહા! કેવો જમાનોછે?!

થોડુંઘણું ઇંગ્રેજી ભણી વગવસીલાથી અથવા તો કોઇ મોટાના ખીસાં તર કર્યાંથી ઝટ નોકરી મળી જાય છે; અને બીચારા મહેનત કરી, બી. એ થએલા સખ્સો પંદર વિસની નોકરી માટે ગોથાં ખાય છે. એ થોડું આશ્ચર્ય જનક છે. ? ! મુંબઇમાં અગાઉ થોડું ઘણું ઇંગ્રેજી જાણતો હોય તો બાઇ બાપા કરી મનધાર્યો પગાર કરી આપી રાખતા; અને હાલ મોટા ગ્રેજ્યુએટો નોકરી માટે–જામે–રાસ્ત–ટાઇમ્સ–તથા એડવોકેટ વીગેરેની જાહેર ખબરો વાંચી ફાંફાં મારતા સદરહુ પત્રોની ઓફીસોના દાદરો ઘસાવી નાખે છે. હાય. ! કેલવણીનો જથ્થાબંધ વધારો થયો તો પછી તેની કિમ્મત ઓછી થાય તેમાં શું નવાઇ ? અરે ! આગળના વખત વહી ગયા; અને હવે તો બંધારોજગાર અગર હુન્નર શિખ્યા હોઇએ તો કઇ નસિબો તેજ સમજવાં નહી તો બીએ. અને એમ, એ. ના ખીતાબો; અને મેળવેલા સરટીફીકેટોને મધ લગાડી ચાટી પેટ ભરવાનાંજ સમજવાં. ઇંગ્રેજી રાજ્યમાં એવું તો પછી દેશી રાજનો તો એક પંથજ ન્યારો. ત્યાં તો દેશી બીચારા રખડી મરે અને લાગ વગવાળો પરદેશી પેશી જાય. એ બધી કાળ બળનીજ વાત છે. ! !

અત્રે આવ્યે વર્ષ પાંચ પુરાં થઇ ગયાં. સુરતથી લાવેલ રકમ બાળકોને ભણાવા તથા ખાધા ખર્ચમાં પુરી થઇ ગઇ. રાધા બીચારી શીવવા ભરવામાં ઘણીજ મહેનત કરતી તો સાત રૂપૈયા ભાડાના આપતાં ત્રણ રૂપૈયા બાકી રહેતા હતા તેમાં સાધારણ રીતે ગુજરાન કરતી. અને કોઇ કોઇ વખત તો તેણીને પૈસાના દાગીઆ લેઇ ફાકવાનો વખત આવતો હતો. અફ્સોસ ! નસીબ ! નસીબ ! તું માણસને તેઓની નેકી માટે પ્રભુ તરફથી મલતું ઇનામ છે. તો આ કુટુંબે એવી તે શું બદી કરી છે કે તેઓના ઉપર તું કટ્ટો દ્વેષ કેળવે છે ! અહા ! કેવા સુખમાં દિવસો કાડતાં હતાં કે જેને દિવસ કયાં ઉગે છે એ માલમ પણ નહોતું. તેઓની અંગ સમોવડ કાંતીયો સુકાઇ ચ્હેરા ફિક્કા પડી ગયા છે. અહા ! કુદરત તારી ખુબી તો એક ન્યારીજ છે—

જે મનુષ્ય સબુરી શું ચિજ છે તે જાણે છે તેનેજ દુનિયા યારી આપે છે—

રાધા બીચારી આડોશી પાડોશીનું શિવવા સાંધવાનું; અને સાડીની કોરો ભરવાનું કામ કરી થોડું ઘણું કમાતી; પરંતુ આખો દિવસ ગધેડા સમ વૈતરૂં કરે કાંઇ એકલી કમાઇમાં ત્રણનું પુરૂ થાય ? નહીજ.

મી. ભાવનગરીએ તારાને ઇંગ્રેજી માસ્તરો રાખી પોતાને ઘેર સ-

ઘણી કેલવણી આપી હતી. તેમાં તેની મુખ્ય હુશિયારી–પીયાનો, હારમોનિયમ, તાઉસ વીગેરે વગાડવામાં તથા ગમે તે વસ્તુપર સારી રીતે ગુંથી ભરી જાણવામાં વિશેષ હતી. તેણીની ઉમર હવે વર્ષ સોલની લગભગ થવા આવી છે જેથી તેણે પણ હવે બહાર પડવાનો ઇરાદો કર્યો.

રમણ દરરોજ ટાઇમ્સની ચાર ચાર આના આપી એકેકી નકલ ખરીદતો હતો; અને એમાં આપેલી પોતાને લાયકની જાહેર ખબર માટે અરજીઓ કરતો પણ તે ફોગટ. ! નસીબ દેવી તેઓની શત્રુ થઇ બેઠી હતી. જેથી તેઓના ધારેલી દરેક આશા નિષ્ફલ થતી હતી.

પાછું આ કુટુંબની ઉપર પ્રભુની કાંઇક મહેર થતાં તેઓના નસીબનું ચકર ફરવા લાગ્યું—તારાના હાથમાં એક જાહેર ખબર આવી; અને તે બે પારસી છોકરીયોને લખતાં વાંચતાં તથા પીયાનો વગાડતાં શિખવવાની હતી. આ જાહેર ખબર આપનાર એક મહેરબાઇ નામની પારસી સ્ત્રી હતી. પોતે હિંદુ અને સ્ત્રી જાત એટલે પારસીને ઘેર જવા માટે તારાને દુસહ તો લાગ્યું; પરંતુ તેમ સમજવા કરતાં તેઓને ભુખમરાનું દુઃખ વધારે હતું. જેથી તેણી ત્યાં ભણાવા જવામાં બાધ ન ગણતાં પેપરમાં દર્શાવેલે ઠેકાણે ચાલી ગઇ.

જે સ્ત્રીએ પેપરમાં જાહેર ખબર આપી હતી તે એક પૈસાદાર વિધવા સ્ત્રી હતી; અને તેને ચાવળી તથા હલકા પેટની સાધારણ ખુબસુરત —કે જે ખુબસુરતી ને તેના ચાવળાપણાએ બેડોલ અને બદસુરત બનાવી દીધી હતી.—એવી બે છોકરીયો હતીઓ. તારા તેને ઘેર જઇ પુછતાં મહેરબાઇ તેની છોકરીયોને કહેવા લાગી. “આય, માય, બાનુ ! આ કેવી મઝાની હિંદુ છોકડી છે ? ! ” તારા પ્રતિ “ કેમ છોકડી કેમ આવીચ્? ”

તારા—“કોઇ સ્ત્રી માસ્તર મેળવવા આપે પેપરમાં જાહેર ખબર આપી છે ? ”

“ હા, પન, તું ઈંગ્રેજી ભણેલીચ ? તને પિયાનો વગાડતા આવડેચ ? વળી તું ભરી ગુંથી જાણેચ ?” મહેરબાઇએ પરીક્ષા લેતાં પુછ્યું.

“હા બાઇ તે બધું હુ જાણું છું” તારાએ નમ્રતાથી જવાપ આપ્યો.

મહેરબાઇ—ઠીક છે. સારે તું કોઇ લાગેચ્ તો સદ્‌ગ્રહસ્થની છોકડી, એટલે મારૂ ઘર સોભાવશે. પન બોલ બાઇ તું કોઇ સારા આદમીની ઓલખ આપશે ?

“ હા, સુરતના વકીલ જમિયતરાય જેઓ અત્રેની હાઇકોર્ટમાં વકીલાત કરતા હતા. જેઓ દેશમાંથી થોડો વખત થયાં અત્રે આવેલ છે.

તેઓ મને અને મારા કુટુંબને ઓળખે છે.—" આટલું બોલતાં તારાની આંખમાં—પોતે કોણ અને આવી પડેલ દુર્ધરાકૃતને લીધે ઓળખાણ માગવાનો વખત આવ્યો પેખી દિલગીર થઇ—આંસુ ભરાઇ આવ્યાં. પરંતુ તે લુછી નાખી પાછી હિમ્મતપર આવી.

મહેર—ઠીક છે છોકડી હું તેવણને પુછાવી ખાતરી કરશ બાદ કાલથી તું આવજે. પણ તુ કાં રહેછે ?

તારા ત્યાંજ અટકી અને બોલી " હું બાપદેવ સ્ટ્રીટમાં રસિકલાલ ભણશાળીના માળામાં રહુંછું. પણ બાઇ પગાર ?

મહેર—હા, હું તે ભુલી જાઉચ્. અરે ! પણ તારો ભણવા સંબંધીનો આ પ્રથમ પરીયાસ લાગેચ્ માટે તને પે'લાં તો પગાર મળી શકશે નહી. પણ આ છોકડીયોના બાવાજી પૈસાવાલા અને ઓહોલા દીલના હતા. તેમ મારૂં પન દીલ ઉદાર અને ઓહોલુચ્ જેથી તુને હું મહીને દીવસે આઠ રૂપૈયા આપસ. પણ આતવારને દીવસે બી આવવું પડસે હો ! !

તારાને પોતાની ધારણા કરતાં આ રકમ ઘણીજ થોડી લાગી પરંતુ પોતાની હાલની હાલતપર વિચાર કરી તેણીએ તે કબુલ કર્યું.

મહેર—જો છોકરી ત્યારે તુને ટાઇમ કેઉચ્ બપોરે એકથી સાડા ત્રણ, બસ અઢી કલાક.

દરરોજ અઢીકલાક બહારકોટથી મહાલક્ષ્મી; અને ફકત આઠ રૂપૈયા એટલે કલાકના લગભગ પોણા બે આના ! મુંબઇનો એક ગરીબ હેલકરી અથવા ઘાટી બ્હારકોટથી મહાલક્ષ્મી એક ચીઠી લેઇ જવાને લગભગ ચાર આઠ આના લે પરંતુ તંગી; અને ભુખમરાની લાચારી હાલત આગળ ઘર બેઠાં પોણા બે આના કયાંથી પ્રાપ્ત થાય કે બીચારી તારા તે નજીવો પગાર લેવા ના પાડે !!!

" કેમ છોકરી શંબી કાંય ગઇ ! " મહેરબાઇએ પુછ્યું.

" કાંઇ નહી બાઇ કાલથી આવીશ " તારાએ નમ્રતા સાથ નિરાશાથી જવાબ દીધો.

મહેર—ભલે ત્યારે જા તુને રજા છે.

તારા ગઇ એટલે મહેરબાઇએ પોતાની છોકરીયો પ્રતિ કહેવા માંડયું—" કાંય, આય, માય, મે ઠીક કીધુચ્‌ની ? તે દીવસ પેલી બુત, સ્તોકીંગ ચરાવેલી સુધરેલી મરમ આવી હતી જેનો, દેખાવ રાતવરત ખાણમે આવી હોય તો બીહી મરીએ એવો ડાકણ જેવો—જેનો સાદ

ડાગરાં જેવો તથા જેણીનો રંગ તો તદન ખોદાઇજ જાનથીજ આફ્રીકાના સીધીયો જેવો તેણીને બખસવામાં જાણે આઇવ્યો ન હોય ! તેણીને રૂ ૧૫ ) કહીયા તોબી નાય પાડી. અને આઇ બીચારી બુલબુલ જેવી ખુબસુરત જેને બોલતાં બોલતાં તો મોઢે ફાકા પડેચ તેણીએ આઠ તો આઠ કબુલ કીધાં. માયરાં પેટ, એટલો ખાનદાનીના ફરજનમાં ફેર પરેચ્. ઠીક આવે તે જાતેજ સદગુણી માલમ પરેચ્ તો પછી તેની ઓલખ લેવાની આપનને ખટપટ શાને જોઇએ ?

કાંય, આય માય ઠાકને ?

આયભાય—હાં હાં, માયજી ઠીક તાલ કીધોચ્

---

## પ્રકરણ ૯ મું.

### નિરાશા.

માણુસ યત્ન કરે પણ પૂર્ણ થશે તે ઇશ કૃપાય થકી,
ધીરજ ધરવી મનમાં, અંતે ધિરજમાંથી લાભ નકી.
( કું—ક. )

જ્યારે મનુષ્ય પોતાનું ભવિશરૂપી છાબડું બરોબર સરખી સપાટીપર લાવી ગોઠવે છે. ત્યારે દુરભાગ્યના દુષ્ટ ઝાપટાં એકાએક આવી તેમાં એકાદુ તણુખલુ નાંખી દેઇ તે બીચારાની સઘળી ગણત્રીયોનો ગોટો વાળી દે છે; અને વળી જે ભાગમાંથી તે વાયુ આવવા બીલકુલ વકીજ હોતી નથી. તથા જ્યાં આગળ આકાશ પણ વાદળાં રહીત—સ્વચ્છ—હોય છે તેજ ભાગમાંથી કુદરતી રીતે એકાએક તે વાયુ આવે છે. શું નસીબની ગતિ છે ? ! !

તારા આઠ રૂપૈયે નોકર થઇ; અને રમણ કોઈ સારા આદમીની વગથી એક પેપરમાં અંગ્રેજી પ્રુફ સુધારનાર તરીકે બાર રૂપૈયે જોડાયો.

હવે રાધા સીવી સાંધીને દસ રૂપૈયા પ્રાપ્ત કરતી અને બંને છોરાંને વિસ મળી મહીને દિવસે તેઓ ત્રીસ રૂપૈયા મેળવવા લાગ્યા. પરંતુ તેમાં રાજી થવા જેવું ન્હોતું. જેઓ પૈસો પ્રાપ્ત થવા લાગ્યો તેવો ખર્ચ રાખ્યા શિવાય ચાલ્યું નહીં.

મહેરબાઇની છોકરીઓ હવે પરણાવા લાયક થઇયો હતો. પરંતુ તેણી પૈસાની ઘણી લોભીયણ હોવાને સબબ તેનો વિચાર કોઇ પૈસાવાળાને ત્યાં તેણીયોને દેવાનો હતો. જો કે તેણીનો ધણી ઘણો પૈસો મુકી ગયો હતો. તદપી આ ઉદ્ધત સ્વભાવની ચાવળી છોકરીઓને લાડ લડાવા

તેણીએ ઘણા પૈસાનો નાશ કીધો હતો. અને તે વિચારથી આજ તેણીએ એક મહેરવાનજી નામના નામાંકીત પૈસાવાળા વકીલને પોતાને ત્યાં મીજબાનીમાં બોલાવ્યો હતો; અને તેની સાથ કીશન લલજી-જેના હરગીજ પોતાની જે કાંઇ નાણાંની રકમ હતી તે મુંબઇ બેંકમાં મુકી હતી તેને પણ બેઠકમાં ભાગ લેવા બોલાવામાં આવ્યો હતો. કીશન લવજી અને મહેરબાઇનો ધણી પ્રથમ એકઠો વ્યાપાર કરતા હતા; અને તે વખતે તેણી સાથ કીશન લવજીની સારી પ્રીતિ બંધાઇ હતી પરંતુ વખત જવે. તેણીની અવસ્થા વૃદ્ધ થવાથી હવે કીશનજી તેણીથી કંટાળતો હતો. અને કાર્યાર્થે કોઇકજ વખત તેણીને ત્યાં તે આવતો.

મહેરબાઇ તેણીનો ધણી ગુજર્યા બાદ પોતાના ઉછાંછળા ખર્ચથી પૈસો ખલાસ થવા આવ્યાથી કીશન લવજીને નિચોવાનો વિચાર રાખતી હતી; અને તેણી જાણતી હતી કે કીશનજી બો લંપટ છે જેથી-જો કે મને તો હવે તે ચ્હાતો નથી પરંતુ-મારી બુલબુલ જેવી મોટી છોકરીપર આશક થઇ મને કાંઇક ઇશારો કરે તો હું તે માંગણું કબુલ કરી તેને ખુબ નિચોવું. આવા વિચારથી જુવાનીમાં છીનાળાં અને વૃદ્ધાવસ્થામાં દલાલાં કરનાર આ દુષ્ટ મહેરબાઇ સ્વહસ્તે તનયાઓના દલાલાં કરી પૈસો પ્રાપ્ત કરવા ચ્હાતી હતી. ધીઃકાર! ધીઃકાર! એવી માતાઓને. આજકાલ હાવા પ્રતક્ષ દાખલા કેટલીક ઉંચ કોમમાં જોવામાં આવે છે. એ ઘણું શરમ ભરેલું છે* જો ધણી પીએર મોકલતા નથી તો દુનિયા ચુંટી ખાય છે અને કદાચ મોકલે તો ખુદ જનેતાજ મહેરબાઇરૂપ નીસરે તો પછી તે ધનવાદને કયાં પુરી મુકવો? ધીઃકાર હજો એવી કુટણી માતાઓને પ્રભુ એમનું કોકાળે પણ ભલુ ન કરશો.!!

મીજબાનીમાં કેટલાએક ગ્રહસ્થોને આમંત્રણ કરવામાં આવ્યું હતું તેમાં મહેરવાનજી વકીલ મુખ્ય હતા. મહેરવાનજી વકીલ કીશનજીને સારી રીતે ઓળખતા હતા. ખાણું થઇ રહેવા બાદ બેઠક થઇ, એક બાજુ ખુણામાં પડેલી ખુરશીપર તારા બેઠી હતી; અને તેની સાથે ઘણુંજ ઠાઠ માઠથી મહેરબાઇની બન્ને છોકરીયો બેઠીયો હતીયો. પીયાનો વાગવા—લાગ્યો—મહેરબાઇની બંને છોકરીઓએ ગાવું શરૂ કીધું. થોડો વખત થયો તેણી ગાઇ ગાઇ થાકીઓ. પરંતુ મહેરવાનજી વકીલના હદયે તેઓની સુંદર છબ્બી અને રાગને જરા પણ આકર્ષણ કર્યું નહી. આ બધો વ-

* એક ખરાબ બીજાને નામોસી લગાડે છે. પરંતુ બધાં તે કાંઇ તેવાં હોય ? નહીંજ.

ખત મીજબાનીમાં ભરાએલા સખ્સોનું તો-મહેરબાઇની છોકરીઓના ચાળા ચસ્કા તરફ નહી પણ-ફક્ત તારા જે પીયાનો વગાડતી હતી; તેણી તરફ સર્વેનું ધ્યાન હતું. કીશન લવજી આ હિંદુ બાળાને જોઇ ચમક્યો. અને કુદરતી રીતે તેનું દિલ ઉશકેરાયુ-તેની હદપાર આત્મકૌશલ્યતા જોઇ તે ચકિત્ બન્યો--તે કોણછે તે જાણવા દિલ થયું પરંતુ બેઠેલી મીજલસમાંથી ઉઠી મહેરબાઇને પુછવા જવું મુશ્કેલ હોવાને લીધે તે હાલ તો મુગે મોઢેજ તેને નિહાળતો બેસી રહ્યો. બેઠકના સખ્સોનું આ વખતે એવું માગણું થયું કે તારાએ કાંઇ ગાવું.

તારાને જો કે ગાવાનો શોખ નહોતો. તેમ આ મીજલસમાં અને વળી પરાયા ઘરમાં ગાવું એ સારૂ તો લાગ્યું નહી પરંતુ ઘણી વખત મીજલસના ગૃહસ્થોનું માગણું થવાથી આખર તેઓનું અપમાન કરવું નાદુરસ્ત લાગવાથી તેણીએ ગાવું શરૂ કીધું—

રાગ.

પ્રભુ છે ત્હારી ગતિ, અતિ ન્યારીરે–ટેટ.
સતિપિલાયે દુઃખમાં કુલટા માણે સુખ,
મુરખ જન ધનવાનને ગુણિયલ જન ભીક્ષુક;
કોથી કળી ન શકાય, કૃતિ ત્હારીને—પ્રભુ
લક્ષ્મી વિણુ દાતા અરે સુમ ધરે ધન ધામ
આવી અદ્ભૂત અવનની રચના ઠામો ઠામ
જોતાં પાર ન લે મતિ મ્હારીરે—પ્રભુ.

( ટે. સુ. )

તારાના કોકીલ સ્વર; અને કરૂણા રસથી ભરપુર ગાયનથી આખી બેઠક સ્તબ્ધ થઇ ગઇ. આખર તેના ગાણા બદલ મહેરબાઇની છોકરીયોને નહી પણ તારાને સાબાશી આપી સર્વે વિદાય થયા.

મહેરબાઇએ પોતાની છોકરીઓને માટે ધારેલો વિચાર નિષ્ફળ જતાં ખુબ રાતી પીળી થઇ ગઇ અને તારાપર ગુસ્સો કરી મગજ ગુમાવા લાગી.

ગાણુ બંધ થતાં વેતજ કીશનજી ઉઠી મહેરબાઇ પાસે આવ્યો અને આ ખુબસુરત હિંદુ બાલા વિશે પુછવા લાગ્યો. જેથી તેણીએ ઉછળતે અંતઃકરણે જવાપ દીધો—" મોઇ રાંડ તીતુડી કોઇ કરશનદાસ ભાવનગરી કરીને છે તેની તે છોકરી મોઇ છે.

કરશનદાસ ભાવનગરી, એ નામ સાંભળતાંજ કીશન લવજી ચમક્યો. તેના રૂવાં ઉભાં થયાં. તેણી જો કે પેલી પડાવેલી તસવીર કે જે

કીશનજી તેને ત્યાંથી ચોરી લાવ્યો હતો. તેના કરતાં હાલ તેનામાં ઘણો ફેર પડયો હતો. તોપણ કીશનજી જાણે તેને ખાસ દિઠેલી જ ન હોય તેમ સમજવા લાગ્યો. તેના મગજમાં કીનાએ પ્રવેશ કર્યો; અને દિલમાં બરબડવા લાગ્યો—" અરે મારા દુષ્મનનું કુટુંબ અત્રે આવી પાછું વસ્યું છે! અત્રે પણ તે સારી સ્થિતિમાં હોય તે મારાથી જુવે. કેમ દેખી ખમાય. તેને તો હવે પાયમાલજ કરવાં. અરે રાધા! તું એમ ના જાણતી કે મારો તિરસ્કાર કરી તું સુખ પામે. પણ અરે હજી હું તારો કીનો લેવા ચુકનાર નથી. (મહેરપ્રતિ) મહેરબાઇ એ કયાં રહે છે,

મહેર—અરે રાનનું નામ જવાદોને સેતજી. મોઇ રાન કહેતી લી તો ખરી કે બાપદેવ સીતમાં કોઇ રસિકલાલ બણસાલી છે તેના માલામાં રેઉછું.

કીશનજી—ઠીક પણ મહેરબાઇ તમે કેવાં માણસ છો. અરે તમે એક બુરામાં બુરૂ કામ કીધું છે. અરે તમને કોઇ નહી કોઇ નહીને આવ છોકરી કયાંથી મળી? મારા ધારવા પ્રમાણે તે તમારે ઘેર આવે તેમાં તમારી ઇજતને ખલેલ લાગે તેમ છે."

" કાંય શેટજી એમ કાંય,? મહેરબાઇએ આશ્ચર્યતાથી પુચ્છયું.

કીશનજી—અરે તેની માતો તેના બાપને ઘેરથી પરણ્યા અગાઉ એ ભાવનગરીને લેઇ નાસી આવી છે. અને એજ હલકી પાયરીની ઓરતની એ છોકરી છે.

મહેરબાઇ—હાં! એમચે? તારે તો બલા ટલી સારૂ થીયુ કે તમે કહીયું. અમો સુ જાણીએ કે તે રાન તેવી ચપરાસ છે! રાનની આંખો જ ફરેલી લાગેચ. જોવોને સભાની વચ્ચે જાને તેના બાવાજીનો મકાન હોય તેમ સમજી રાગરા કારવા લાગી. રાંનને જરા સરમબી આયવી કે પરાયા મકાનમે કાંય ગવાય?!

આ વાત થઇ. કીશનજી વીગેરે અત્રેથી ગયાં. એટલો વખત તારા બ્હારના દિવાનખાનામાં હતી. તેણી અંદર આવી અને વખત થઇ જવાથી મહેરબાઇ પાસે ઘેર જવા રજા માગવા લાગી.

મુળ તો પોતાની છોકરીઓનું તેણીના આગળ માન ન રહેવાથી ગુસ્સે થએલી અને તેમાં વલી કીશનજીનો તેણીને માટે મલેલ અભીપ્રાયથી મહેરબાઇ તેણી પોતાને ઠગી સમજી વધારે ક્રોધમાં આવીને બોલી— " લુચ્ચી છોકરી આજથી તું મારી પાએરીએ પગ મુકતી નહી."

તારા આ શબ્દો સાંભળી એકદમ ચમકી-પોતાનું અપમાન થવાથી તેણીનો ચ્હેરો ફીકાશ મારી ગયો. તોપણ ધૈર્ય લાવી બોલી—"કેમ બાઇ મેં કાંઇ ખોટું કામ કીધુંછે.?"

" અરે તે એક ખુરામાં ખુરી ઠગાઇ કરી છે; અને આઠમે વર્ષે તુ મને ઠગી છે ! " મહેરબાઇએ ચીઢાઇ કહ્યું.

" તે કેમ સમજાય ? તમે બોલોછો એવું મે કોઇ પણ કલ્પ કર્યું નથી. " તારા ઓશીઆળે ચ્હેરે બોલી.

" બે ખુનિયાદ. શું તુ તારી માની વાત મારાથી છુપાવી શકી નથી?! શું તે તારા બાવા સાથે લગ્ન કીધા શિવાય નાશી ગઇ નહોતી? " મહેરબાઇએ કહ્યું.

મહેરબાઇના આ શબ્દોચ્ચાર તારાને હાડોહાડ લાગ્યા. તેણીની મુખમુદ્રા ફીકી પડી ગઇ તેણીને અપમાન શું તેનો અનુભવ મળ્યો નહીં હોવાથી તેણીના ગાલપર લોહી ચઢી ગયું. તેણીની આંખો રાતી પીલી થઇ ગઇ તેમ છતાં પણ તેણી ખાનદાનનું ફરજન હોવાથી કુદરતી રીતે તેણી ખાનદાનીને ઘટતા શબ્દો બોલી—" શું તમે મારી માને વિશે હલકુ મત ધારોછો ?! માફ કરો—તેણી વિશે તમે વધુ શબ્દો બોલવા જુબાન ચલાવો નહી. કારણ મારી માના જેવી આ દુનિયામાં બીજી ભાગ્યેજ સ્ત્રી હશે; અને તમે પણ મારી માની સરખામણીમાં કશી વિશાદમાં નથી. એ હું હિમ્મતથી કહુંછું—કે જેને હું મારા જીગરથી વધારે ચ્હાઉછું; અને એવા કોણ બદમાસે તમોને ભંભેર્યાં છે કે નાહક તેણીના નામને બટ્ટો લાગે. ?! "

મહેરબાઇ—છોકરી વધુ ના બોલ. તે તારી માયને બચપણથી ઓલખેચ; અને તેજ બદચાલ ઓરતને પેટે તુ પેદા થઇચ.

તારા—બસ બસ મહેરબાઇ ઝાઝી જુબાન ન ચલાવો હું તમને મારી નોકરીનું રાજીનામુ આપુછું; અને જે ધણીએ મારી માના નામને ખોટા બટા લગાડવા એવી વાત કીધી છે, તે આશામી જાતેજ તેવો નિચ હોવો જોઇએ. બસ માફ કરો હવે હું તમારી સાથે વધુ ભાષણ કરવા " ખુશી નથી—

મહેરબાઇ—જે આશામી એ વાત કઇચ તે નામાંકિત સરાફ છે. તે કાંય ખોટુ બોલે? શું તારી માય તેણીનાં બાવાજીનુ ઘર છોડી તારા બાવાજી સાથ નાસી નથી ગઇ?

"ત્યારે જો તમે બરાબર જાણતાં હોતો કહો હું તે જાણવા હકદાર છું" તારા ચીઢાઇ બોલી.

" નાંહીબાઇ મારાથી વધુ કહેવાય નહી. મારા મકાનને અયેબ લાગે. ફક્ત એટલામાંજ સમજ કે કાલથી તુ આવીસ ના" મહેરે કહ્યું.

તારા ચિઢાઇ બોલી—"મહેરબાઇ તમે હવે એમ ધારોછો કે દસ વાર તમે બોલાવો તોય હું આવું? અને હવે મારૂ અંતઃકરણ અહીં આવવા ચ્હાય? નહી તમારી પાએરી પર પગ મુકવા હું જાતેજ ખુશી નથી. અને છેવટ એટલુંજ કહુંછુ કે પરમેશ્વર હવે સ્વપ્ને પણ આપના દર્શન ન આપે" આટલું બોલી તારા ચાલી ગઇ.

મહેરબાઇ બોલી—"આય, માય,? આ જોઇ કે રાંન ઘેપડી, વટલેલ તરકડી.! રાંન બાંમચનને ગીજાજ કેટલોંચ જાને કોઇ બડા રાજાની રાંનીજ તો. બીચારા કીશનજી શેટે આટલેયા સમજાવીયાં ન હોતે તો રાંન આપણુ મકાંન વગોવતે ઠીક થીયું રાંન ટલી તો ટલી પન પંદર દીવસનો પગાર તો બચીયો."

---

## પ્રકરણ ૧૦ મું.

### આશા.

**अवस्यं क्रियमाणस्य, कर्म्मणा दृश्यते फलम्.**

**नहि निर्वेद मागम्य, किंचित् प्राप्तो तिशोभनम्**

( વન પર્વ )

કંગાલીયત—મુસ્કેલી—એ મ્હોટો દેવ છે; અને જ્યારે માણસ તેથી બ્હીએ છે. ત્યારેજ તેતેની મુલાકાત લે છે પણ તેથી ન ડરતાં જે સબુરીના ગેદાનમાં ઉધોગની ઢાલ; અને હિમ્મતની તલવાર લેઇ તેના સામે લડેછે. તેનાથીજ તે નાસતુ ફરે છે—"

મહેરબાઇને ત્યાંથી આવી તારાએ ત્યાંનુ તમામ વૃતાંત સંતાપ ન થાય માટે પોતાની માને ન કહેતા તેઓ પરગામ ગયાંછે જણાવ્યુ. અને પોતે દિલમાં સંતાપ કરતી બેઠી. તારાની નોકરી પુર્ણ થવાથી તેઓના ગુજરાન માટે પાછા કાંઇક દુઃખમાં દિવસ નિકળવા લાગ્યાં.

અરે બીચારી તારા! જેણે સોના સરખો બાપ ખોયો. વળી કમ ભાગ્યે જે સખ્સને તેણે દિલ આપ્યું હતુ તે પણ કયાંય ગુમ થયો તેની નહી ખર કે ખબર! હવે તો તેણી કંન્યાવસ્થાની બ્હાર નિકલવા યોગ્ય થઇ હતી; છતાં પૈસાની તંગી અને ન્યાતથી દુર હોવાના બાયસથી તેણીનું લગ્ન કરવું અટકી પડયું હતું; અને આ કારણથી તેણી ઘણો અફસોસ કરતી હતી. અરે પણ તે અફસોસ કરતાં ભુખ મરાનો અફસોસ થોડો નહોતો. તેણી પોતાની માને શિવવા સાંધવામાં મદદ કરતી પરંતુ તેથી શું બને? વળી કમ ભાગ્ય હવે ભરવા શિવવાનુ પણ ઘણુ ઓછુ આ-

વવા લાગ્યું. એટલે ફકત પોતાના ભાઇના નજીવા પગારપર તેઓનું ગુજ-
રાંન મહા મુશકેલીએ ચલાવુ પડતુ હતું.

જેણે ચાકર, નફર, ગાડી, ઘોડાની રેલછેલમાં દિવસો કાઢેલા તેઓને રમણની નજીવી બાર રૂપૈયા જેવી રકમમાં શું પુરૂ થાય.!! પણ શું કરે ઉપાય શું.?.

આખર થોડા દિવસ થયા એટલે વળી તારાનો ચંદ્ર ચઢતો થયો. તેણીએ એક ન્યુસપેપરમાં જાહેર ખબર વાંચી કે "એક ઇંગ્રેજી બીજુ ત્રીજુ ધોરણ ભણાવી શકે એવી હિંદુ સ્ત્રી માસ્તર જોઇએ છે ઉમેદવારે બી. ટી ખંભાતાને શિરનામે ગોવાલીયા તલાવપર નં. ૧૦૫ વાળા બંગલામાં મળવું."

તારાએ આ જાહેર ખબરનો લાભ લેવા નાસ્તો કરી ચાલવા માંડયું. ક્યાં માંડવી બંદર પાસેનું બાપદેવસ્ટ્રીટ. અને ક્યાં ગોવાળીઆ તલાવ.?! આ સોલ વર્ષની નાજુક; અને ખુબસુરત છોકરી જેણે ગાડી ઘોડામાં જન્મારો કાઢેલો તેથી ચાલી શકાય? અલબત ચાલવુંજ જોઇએ! નહીતો ઉપાય શો.? ગોવાળીઆ તલાવ જવા આવવા ગાડી કરેતો તેનુ ભાડુ તેના કુટુંબના બે દિવસના ગુજરાન જેટલુ થાય. ખેર, બિચારી રસ્તામાં બેસતી બેસતી ગોવાલીયા તલાવપરના નંબર. ૧૦૫ વાળા બંગલે જઈ પહોચી. સદર બંગલામાં એક પચાસ વર્ષનો પારસી ગ્રહસ્થ ચસમાં ચઢાવી એડવોકેટ ઓફ ઇન્ડીઆ વાંચતો એક ઇજીચેર પર પડયો હતો આ પુરૂષ એક નામીચો વકીલ હતો; અને તેની એકની એક વ્હાલી છોકરી ગુજરી જવાથી તેના સ્મર્ણાર્થે તેણે તે છોકરીના નામની એક ગર્લસ્કુલ સ્થાપી હતી. જેમાં ઇંગ્રેજી બીજુ ત્રીજુ ધોરણ ભણાવનાર સ્ત્રી કાર્યાર્થે પોતાને દેશ જવાથી તેની ખાલી પડેલી જગાપર બીજી સ્ત્રીની નીમણુક કરવા તેને આ જાહેર ખબર આપવી પડી હતી. તેની પાસે પણ થોડેક દુર દાદરની નજદીક તેનો એક પટાવાલો બેઠો હતો તારા દાદરે ચઢી; અને પટાવાલાને પુછયું. "બી. ટી. ખંભાતા. આ બંગલામાં રહે છે?"

જવાપ મલ્યો. "હાજી"

"તેઓ હાલ જ્યાં છે.?"

"હાજી"

"જરા જઇને કહો કે એક બાઇ આપને મલવા ઇચ્છે છે"

પટાવાલાએ તેના શેઠને જઇ કહેતાં શેઠે હાથમાંથી પેપર ટેબલપર મુકી તેણીને ઉપર બોલાવા પટાવાલાને કહ્યું તારા ઉપર આવી નમૃતા સા થ તે ગ્રહસ્થને પુછયું.

" સાહેબ, બી. ટી. ખંભાતા આપનું નામ ? "

" હા બાઇ, કેમ ? " તે ગ્રહસ્થે કહ્યું.

" આપે ઇંગ્રેજી બીજુ ત્રીજુ ધોરણ ભણાવી શકે તેવી હિંદુ સ્ત્રી માસ્તર માટે ન્યુસપેપરમાં જાહેર ખબર છપાવી છે ? " તારાએ કહ્યું "હા જી. આપ તે ભણાવી શકશો ? " તે ગ્રહસ્થે પુછ્યું " જી હા, હું ઇંગ્રેજી પાંચમું ધોરણ ભણેલી છું " તારાએ નમ્રતાથી કહ્યું " ભલે ત્યારે તમારે કાલથી ખેતવાડીની ત્રીજી ગલીમાં ડાકટર વિલસન સ્કુલની નજદીક " નૌરોજ કન્યાશાળા " એ નામની સ્કુલ છે, ત્યાં જઇ બીજા તથા ત્રીજા ધોરણના માસ્તરનો ચાર્જ તપાસી લેવો તમને દરમાસે રૂ. ૨૦) આપવામાં આવશે પરંતુ તમો જો કે દેખીતાં સદગુણી અને સદ્‌ગ્રહસ્થના ફરજન માલમ પડો છો તોબી રીવાજ મુજબ આપને જરા આપની ઓળખાંણ આપવી પડશે ? તે ગ્રહસ્થે કહ્યું.

તારા—આપે જે પેપરમાં જાહેર ખબર આપી છે તેમાં મેનેજીંગ કલાર્ક; અને આસીસ્ટંટ એડીટરનું કામ મારા બાઇ કરે છે. તેને આપ ઓલખતા હો તો હુ તેની ઓળખાણ લાવું !

ગ્રહસ્થ—" હાં " તે તમારા બાઇ થાય ? શુ તેઓનુ નામ રમનલાલ તો નહી. ? "

તારા—હાજી તેજ.

ગ્રહસ્થ-ઠીક છે ત્યારે તેઓ વિષે મારી ખાત્રી છે એટલે તમારી વધુ ઓળખાણ મેળવવાની જરૂર નથી. વારૂં પણ બાઇ મહેરબાની કરી કહેશો કે આપનું નામ શું ? "

તારા—મારૂં નામ તારા, પીતાનું નામ કરશનદાસ-ભાવનગરી છે.

ગૃહસ્થ-વારૂં હવે હું તે સ્કુલના સેક્રેટરીને લખીશ તમો કાલથી જજો.

તારા—બહુ સારૂ, સાહેબજી,

ગૃહસ્થ—હા બાવા સાહેબજી.

એટલું કહી અત્રેથી તારા ખુશાલીના આવેશમાં ઘર તરફ વળી.

## પ્રકરણ ૧૧ મું.

### ચંદા.

પેસે જઇ પાતાળે, છુપાય જઇ કો આભ તણી માંઇ,
પ્રેમ રૂપ પારસમણી, છાનો નવ રહે મળે પ્રેમી જ્યાંઇ.

એક બાજુ તારા સ્કુલમાં દાખલ થઇ—હાના; અને અણસમજુ

છોકરાંના ઘાંટા—ખુમાટા—સાંભળી તેઓને બોલતાં અટકાવી તેના કોકીલ સ્વરથી ઘાંટા પાડવા પડતા. તેથી થતા ઉપદ્રવની કંટાળા ભરેલી જીંદગી ભોગવતી હતી. ત્યારે બીજી તરફ રમણુ પ્રેસનું કંગાળ અને ગધેડાસમ વૈતરૂં મુકી દેઈ પોતાનો સ્વતંત્ર ધંધો ચલાવવા ઇચ્છા રાખતો હતો. મુંબઇ ગામમાં કેળવણીવાળાઓનું કેટલું માન છે; અને તેઓ સંખ્યાબંધ નોકરી માટે ફાંફાં મારે છે તેનો તેને હવે પુરતો અનુભવ થયો હતો. તેણે પેઇન્ટરનો ધંધો તેને હાથ અચ્છી કલમ બેસવાથી પોતાનો કરી લીધો હતો. બલકે આધુનિક જમાનામાં હિંદુસ્થાનમાં પ્રખ્યાત થયેલ રાજા રવિવરમાના ચિત્રો જેવાં તે હાથે ચિતરતો હતો. જેથી જોઇતી ચીજો બજારમાંથી વેચાતી લાવી મકાનમાં તરેહવાર જાતના ચીત્રો પાડી તે વેચી તેના પૈસા ઉભા કરી પોતાના કુટુંબનુ ગુજરાન ચલાવવા તે ઘરમાં ઘાંચીના બળદીયાની પેઠે વૈતરૂં કરતો હતો.

એક દિવસ તે ગીરનારનો ડુંગર, પોંપીનો સ્થંભ, વડોદરાનો રાજમેહેલ. આગ્રાનો તાજ મહેલ વીગેરે સુપ્રસિધ્ધ જગાઓનાં ચિત્રો ચિત્રી તે એક વોરાની દુકાને વેચવા ગયો; અને હોરાને કહ્યું. "શેઠ આ પીકચરો રાખશો ?" વોરાએ તે હાથમાં લેઇ ધારી ધારીને જોઇ કહ્યું ' ભાઇ હમણાં તો કાંઇ ખપ જેવું નથી. જુવોને આ તમારાં પિકચરો કરતાં બી દસ ગને દરજ્જે ચઢતાં અમોએ વલાટથી મંગાવી બે વડસ ઠીયાં દુકાનમાં ચોડો કરી મુકયાં છે. પન કોઇ બાપ બી ખડીદટુ નઠી જો કે ટમોએ હાઠનું કામ કાંઇ ખોટું કીધુ નઠી પન ભાઇ ટેને હાલ ખરીદનાર કોણ ? ટમે જાનો છો કે હાવેટો દેશિ કાડીગડી ઉડી ગઇ ને વલાટનુ બઢા પસન કરે છે"

રમણુ આથી નિરાશ થયો. તેની બુદ્ધિ, આત્મ કૌશલ્યતા—તેને વરાળ વિનાના સરસ એન્જીન જેવી લાગી. પ્રયાસ ફળીભુત ન થવાથી તે પસ્તાવવા લાગ્યો. અને નિરાશાથી બોલ્યો "ત્યારે શેઠજી એનું કાંઇ પણ ઉત્પન્ન થશે કે નહી ?"

"ભાઇ ગરજવાલા હોય ટે છેવટ કાંઇ પન આપે. પન ટમે જાનો છો કે એવા ગરજુ ઠેઠ કારન વલાટનો માલ સોંઘો ને સફાઇ બન આવે ટે છોડી દેશી કાડીગડીને કોણુ હાઠ લગાડે ?"

વ્હોરાનું હાવું બોલવું સાંભળી રમણુ વધારે શોકાતુર થયો. અને બોલ્યો "ત્યારે શેઠજી જાંગડ રાખશો. ?"

"અરે ભાઇ પન ડુકાનમાં મુકવાની બી જગા જાઇયે કે ખાલીજ ?"

વ્હોરાના આ શબ્દોથી તો રમણ ઘણોજ વિહિલો પડી ગયો. અને છેવટ ઉચર્યો કે " શેઠજી આરે મહેરબાની કરી મને કાંઇ નોકરી અગર કામ સોંપશો તો હું આપનો ઉપકારી થઇશ. "

" ઠીક છે હાલટો કાંઇ એવું નથી. કામ આવેથી ટમને બોલાવસું. "

ઉપરના છેવટના શબ્દો રમણના મુખારવીંદમાંથી નિસરે છે એટલામાં વ્હોરાની દુકાંન પાસે બે ઘોડાની કેરીયેજ આવી ઉભી અને તેમાંથી એક પરીરૂપ અતિ લાવણ્યમઇ—પંદર વર્ષની ઉછરતી વયની ભાંટીયા કોમની મુગ્ધા કુમારીકા ઉતરી વ્હોરાની દુકાને આવી. ગાડીમાંથી ઉતરતી વખતે રમણ અને વ્હોરાજી વચ્ચે થતુ ભાષણ તેણે ખાસ કરી સાંભળ્યું હતું. અને કુદરતી રીતેજ તેણીને રમણના કરૂણાજનક શબ્દોચ્ચારપર રહેમ ઉત્પન્ન થઇ હતી.

" સઘળુ જગત પ્રીતિના પાસમાં સપડાએલું છે " વાર્તાનો નાયક રમણલાલ તો તેણીને જોઇ સ્તબ્ધજ થઇ ગયો. અને તે અવસ્થામાંજ તે એક દુકાનના ઓટલાના ખુણામાં ઉભો રહ્યો હતો. તેણીપર કુદરતી રીતે તેને મોહ ઉત્પન્ન થયો. પરંતુ પોતાની ગરીબી હાલતના યોગે કરી તે મોહ તેના જીગરનો અંદરને અંદરજ ચુરો કરવા લાગ્યો. આ રમણી સાથ રંગ માણવાનું પોતાના નસિબમાં કયાંથી હોય ! એવા વિચાર કરતો તે દુકાનેથી તે બીચારો ઉતરી નિરાશાએ ઘડી ઘડી પાછુ વાળી જોતે ચાલવા લાગ્યો. પ્રભુની કળાની શું બલીહારી છે ! કુદરતનો વિચાર તેને નિરાશ નહિ કરવાનો હોય કે પ્રભુ જાણે. પરંતુ જેવો તે ચાલતાં ચાલતાં પાછું વાળી જોય છે એટલામાં પેલી દુકાનપર ઉભી રહેલી હિરણાક્ષીએ નયન બાણ યુકત આધારો વડે તેને જરા થોભવા ઇશારો કર્યો. આહા ! પ્રભુ તારી શી કુદરત છે.—

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં.
નથી મળતો કાંઇ પ્રેમ ગાંધી ડોશીને હાટે
નથી મળતો કાંઇ પ્રેમ ખોળતાં વાટે ઘાટે.
નથી મળતો પ્રેમ તપાસતાં ગુજરી ગામો ગામની,
કહે નરભો પ્રેમ પુરો મળે, કૃપા હોય શ્રી રામની.

પ્રેમ ! પ્રેમ ! તે એક પ્રભુની કૃપાથીજ મળે છે. પ્રીતિ પ્રીતિ તે પૂર્વના પુન્યથીજ જોડાય છે. પરમેશ્વરની માયાવિ શકિતયોને આ શોભીતા

જોડાને અન્નોઅન્ન પ્રીતિ બંધાવવી ગમતુ હોવાથી, નાયક રમણલાલ ઘણી આશ્ચર્યતા સાથ શા માટે મને થોભવા કહ્યું હશે? " એ વાતના તરેહવાર વિચારોમાં ગુંથાતો તેણીની રાહ જોતો સાંજ થોભ્યો.

આ વિદ્યુતમઇ ચપળ કુમારીકાના મગજમાં રમણના છેવટના શબ્દોએ ઘણીજ દયાની લાગણી ઉત્પન્ન કીધી હતી. તેણી ઉદાર–સખી–દિલની હતી. તેમ તેણીનો પીતા તેણીનાપર ઘણો પ્યાર રાખતો હોવાને સબબે તેણી જેમ ચાલવા માગે તેમ ચાલવા સ્વતંત્ર હતી. હજુ તેણીના લગ્ન તેઓની જ્ઞાતીના તરેહવાર રીવાજને લીધે એક વર્ષ બાદ કરવાનો તેણીના પીતાનો ઇરાદો હતો.

રમણ કે જેની પાઘડીના દેખાવથી પોતાની ન્યાતનો તેમ કોઈ ખુલંદ ગા બાપનો છોકરો પરંતુકાંઇક કર્મ ગોગે દુઃખમાં આવી પડેલ છે. સમજી તેની લાચારીપર સખાવત કરવા તેણીનું દિલ ઉશ્કેરાયું. તેમ કુદરતને પણ તેમ કરવું યોગ્ય લાગવાથીજ તેના દિલને ઉશ્કેરાવા દીધુ હતું. તેણી રમણની નજદીક આવી. આ વખત અજાણ્યા સાથ કેવા સ્વરૂપમાં વાત કરવી વીગેરેની બાબતોથી જેવો રમણ ગભરાયો હતો, તેવીજ તેણી પણ ગભરાઇ હતી. તોપણ હિમ્મત લાવી તેણીએ એકદમ નાયકને સ્વાલ પુછયે. " શું તમને નોકરીની અગત્ય છે.?" "હા બાઇ મારે કાંઇપણ કામ કરી પૈસા મેળવવાની અગત્ય છે" રમણે ઘણીજ નમૃતાથી કહ્યું "અને કોઇપણ જાતનુ કામ હશે તો ચાલશે કે નહી? શું તમે પેઇન્ટરનું કામ જાણો છો?" આ અનુપમ લાવણ્યમઇ બાલાએ હર્ષીત મુખચર્યાએ પુછયું.

" હાજી, તે કામ હું સારી રીતે જાણું છું. પરંતુ એ શિવાય પણ ગમે તે કામ ફરમાવશો તે હું કરીશ—કારણ ગ્હાય તેમ કરી મને મારાં વ્હાલાનું ગુજરાન કરવું છે" રમણે લાચારીથી કહ્યું.

"હાં,! તમારાં વ્હાલાં! શું તમે પરણ્યા છો?" તેણીએ આશ્ચર્યતાથી પુછયું.

આ સવાલ પુછવામાં આવ્યો એટલામાં ગાડી પાસે ઉભેલી તેણીની એક પચાસ વર્ષની ચંપા નામની ચાકરડી તેને બુમ મારતી પાસે આવી અને બોલી. "બ્હેન તું રસ્તામાં પરાયા માણસ સાથે બોલે તે આપણને સારાં આદમીને ઘટે નહી તારો બાપ કદી જાણશે તો તને–" જેમ પ્યારનો આતસ માણસની નાજુક જુવાનીમાં કલેજામાં સળગે છે. તે મુજબ આ મુગ્ધા બાળાનું દિલ કુદરતે રમણ સાથ મોહ પાસમાં સજડ સપડાવી

લુબ્ધ કીધુ હોવાથી તેણી બોલી "ચંપા કાકી તમારી ટકટક બંધ રાખો. આ છોકરા સાથે મારે કાંઇ કામ છે માટે આજે તો મને બોલવાજ ,દો. તમે જાણુતાં નથી કે જેમ હું વર્તવા ચ્હાઉં તેમ મારો બાપ મને ખુશીથી વર્તવા દેછે ? "

ચંપા કાકીને વશ્ય આ તેની ભત્રીજી રહે એવી નહી હોવાથી તે બીચારી ત્યાંથી દુર જઇ ગાડીનુ બારણું ઝાલી ઉભી રહી.

" કેમ ભાઇ બોલતા નથી " તે પદ્માવતીએ પુછ્યું.

રમણ—ના બાઇ હું ભાગ્યવાન છું કે હજુ સુધી તે વળગણ મને વળગ્યુ નથી. નહીતો આવા સમયમાં મારા શા હાલ થાત ! હાલતો મારે મારી એક રાંડેલી મા અને નાની પુરી બ્હેન છે તે શિવાય કોઇ નથી.

" ઠીક છે ત્યારે પરંતુ તે કામ સોંપવામાં આવે; અને કદાચ તમે તેની ના પાડો તો ? " તે લલિતવદનીએ પુછ્યું.

" એવો તે કોણ કમભાગ્ય હોય કે હાવી લાચારી વખતે પૈસા પ્રાપ્ત કરવાનુ મળતુ સાધન ગુમાવી પોતાનાં વ્હાલાંને સુખી કરવા તક ખુવે ? " રમણે ખુલાસો કર્તાં કહ્યું.

" સારૂ ત્યારે મારે એક પુરો ભાઇ છે. કે જે હાલ કેટલાંક વર્ષ થયાં મારા પીતાને ને તેને બનતી નહી આવવાથી મકાન છોડી કોણ જાણે કયાં ગયો છે. તે પેઇન્ટરનું કામ ઘણી સારી રીતે જાણતો હતો અને મને તેના ચિત્રો બહુ પસંદ પડતાં હતાં. તે મારો પ્રિયભાઇ કેટલાંક ચિત્રો અધુરા મુકી ગયો છે. તે ચિત્રો તમારે પુરાં કરી આપવાં; અને તે બદલ મારા પીતાજી તરફથી તમને સારો પગાર આપવામાં આવશે; અને અમારા મકાનમાં રહી કામ કરવા તમને એક હૉલ મળશે. મને અહુણાં વધુ રોકાવા વખત નહી હોવાથી વધુ ખુલાસો હું મારા પીતા તરફથી તમને ટપાલ મારફત જણાવીશ. હાલ તો મારૂ નામ લ્યો " એમ કહી આ યૌવન સંપન્ન બાળાએ પોતાની પાસે રાખેલા એક હાથીદાંતના કેસમાંથી પોતાના નામનું કાર્ડ આપ્યું.

આ કાર્ડ વાંચતાંજ રમણ ચમકયો–તેની પ્રેમ ભરેલી મુખમુદ્રા જરાવારમાં નિસ્તેજ થઇ ગઇ. તે એક પગલું પાછું હઠયો. તેનુ અંતઃકરણ આશ્ચર્ય ચકિત થવા લાગ્યું. આ જોઇ તેણી બોલી—" તમે મારા પીતાને ઓળખતા જણાઓ છો કેમ ? પણ તેમાં નવાઇ જેવું નથી; કારણ મારા પીતાને આ મુંબઇ શહેરમાં ભાગ્યેજ કોઇ ઓળખતુ નહી હોય પણ મને હવે વખત ઘણો થઇ ગયો છે. માટે બોલો આપનુ નામ શું;? અને જરૂર તમારે વિશે મારા પીતાજીને હું કહું કે ? "

આ વખત રમણ કુદરતે બુદ્ધિ સુઝાડયાથી તે યતિકંચીત પણ વિલંબ કીધા શિવાય પોતાનું નામ ફેરવી. બોલ્યો. " હા ઘણી ખુશીની સાથે અને મારૂં નામ—સુંદરજી રતનસી મલબારી છે—રહું છું " બાપદેવસ્ટ્રીટ પર નંબર ૧૩૫ રસિકલાલ શ્યામજીના મળામાં.

આ ચપળ વૈશ્ય કન્યાએ તે ઝટ લખી લેઇ " ઠીક છે ત્યારે તમને બે દિવસમાં જવાબ મળશે." એટલું કહી નેત્ર કટાક્ષથી પ્રેમ દર્શાવી વધુ વિલંબ ન કરતાં ગાડીમાં બેસી ઝટ ચાલી ગઇ.

અહા! આ હરિણાક્ષી કટાક્ષ મારી રમણનું અંતઃકરણ હરી ગઇ અને તેણે તો ફકત મદન જ્વરજ હોરી લીધો. જેથી હવે તે મનોહર કાંતીવાળી કુમારીકાથી વિરક્ત થતાંજ રમણલાલ આશ્ચર્ય સમુંદ્રમાં નિમગ્ન થઇ સ્વપ્ન રસ્તે સ્વર્ગ નિહાલવા લાગ્યો. અને ઘણો વખત સુધી આ એક ચટકાંની માફક બનેલ દુર્ઘટ બનાવ વાસ્તવિક રીતે સાચો હતો કે સર્વ રમણીય સ્વપ્ન હતું તે વિશે વિચાર કરતો ત્યાંજ થંભી રહ્યો; અને કેટલીક વારે હું બજારમાં છું એવી શુદ્ધિ આવતાં મન સંયમ કરી તે ઘર તરફ વળ્યો. પ્રિય, વાચકવૃંદ! આ મુગ્ધા કુમારીકાને તમે ઓળખી તો હશે કેમ? તે બાલા બીજી કોઇ નહી, પરંતુ રમણના કુટુંબના કટ્ટા શત્રુ કીશન લાલજીની એકની એક પુત્રી ચંદા; અને રમણના ભવિષ્યની સ્ત્રી હતી. અને કાર્ડ વાંચતાં પોતે દુષ્મનની છોકરીના પ્યારમાં પડે છે તેમ માલુમ પડવાથી તેણે ચમકી પાછાં પગલાં ભર્યાં હતાં.

અહા! કુદરત કેવી ન્યારી છે.! કીશન લાલજીની છોકરી રમણને મદદ કરવા ઉષ્કેરાય.? અને રમણ તે કબુલ રાખે.? પણ અરે તે બધો સંયોગ મેળવનાર ભવિષ્યજ છે. જોઇએ છીએ હવે શું બને છે.!

રમણે જે વિચાર કરી હા કહી હતી તેની મતલબ એ કે કીશનજીએ તેઓને ઘરબાર વિનાનાં કરી દીધાં હતાં પરંતુ બીજી તરફ ખ્યાલ કરતાં તેમાં તેને તેનો વાંક માલમ પડયો નહી; કારણ તેણે વિચાર્યું કે, તેણે રૂપૈયા ધીર્યા; અને તે સરત મુજબ પાછા નહી અપાયાથી તે લેવા તેણે દયા વગરનાં પગલાં ભરયાં પણ તેમાં તેને કેમ દોષ દેવાય? કારણ કદાચ કોઇ બીજો હતે તોપણ તેમ કરતેજને.?

રમણ ઘેર ગયો પરંતુ તેને યતિકિંચિંત પણ ચેન પડયું નહી. તે વિચારમાંને વિચારમાં પત્ર આવવાની રાહ જોતો એટલે બેસી રહયો હતો. કારણ તેના બનાવટી નામનું કાગળ આવે; અને કદાચ તેની મા તે જાણે તો તેને કાંઇ સવાલ પુછવાની તક મળે.

એ દિવસ આમને આમ વર્ષાદની પેઠે રાહ જોયાબાદ ત્રીજા દિવસની સાંજના એક પોષ્ટમેન રમણુના હાથમાં તેના બનાવટી નામનું પત્ર મુકી ગયો જેની મતલબ નિચે મુજબ હતી.

મુંબઇ પરેલ.

શેઠ સુંદરજી રતનસી મલબારી. તા. ૨–જુન.

જત મારી પુત્રી ચંદ્રાની મરજીથી હું મારા છોકરાનાં પાડેલ ચિત્રો પુરાં કરી આપવા તમને નોકર રાખવા ખુશીછું. તમોને તે બદલ દરમાસે રૂ. ૫૦) પગાર મળશે. તેમ અમારા મકાનમાં તમને રહેવા એક હૉલ મલશે. પરંતુ રીવાજ મુજબ તમારી કોઇ સારા માણુસ સાથ ઓલખાંણુ જોઇશું. એજ.

લી.

કીશનજી લવજી શરાફ.

## પ્રકરણ ૧૨ મું.

### રમણુનો રોજગાર.

કુદરત આગળ કોઇપણુ મલે નહી સમર્થ.
ભાવિ પરમાણે મલે. દુનિનો એ અર્થ.

કીશન લવજી શરાફનો પત્ર આવતાં રમણુલાલ ધી બોમ્બે માંડવી સ્કુલનો હેડમાસ્તર નામે દામોદર હેમરાજ જે તેની ન્યાતનોજ હતો–અને જેને ને રમણુને ઘણા દિવસ થયાં દોસ્તી હતી. તેની પાસે તે ગયો; અને પોતાની સર્વ બીનાનું વૃતાંત તેને વિદીત કર્યું. મી. દામોદર ખુશમિજાજી; અને દાંનો હોવાને લીધે પોતાના મિત્રનું ભલું થતું જોઇ તેના ઓળખાણુ માટે રમણુના કહેવા મુજબ મી. કીશનજીપર તેણે એક નોટ લખી આપી. રમણુ આ ચીઠી લેઇ રેલવે રસ્તે પરેલ ગયો; અને જાણીતા કીશન લવજીના ભુતવખારને નામે ઓલખાતા ગંજાવર મકાન તરફ વળ્યો.

કીશન લવજીએ તેની છીકરીની આ હુજડાઇને કેમ ઉત્તેજન આપ્યું હતું. તે તરફ હવે ધ્યાન લંબાવીએ.

ચંદાનું બાપ સાથે ઘણું ચાલતુ હતું; અને કીશન લવજી પણુ તેણીને હદપાર ચ્હાતો. તે પોતાના છોકરાને ધીઃકારતો હતો; અને તેથીજ કરીને કુદરતી રીતે તેનો બધો પ્યાર આ એક તેની પુરી બેટીપરજ હતો. ચંદાને તેણે ઘણી સમજાવી પણુ તેણીએ તેની હઠ મુકીજ નહી. અરે પણુ તે કેમ મુકે ?–કીસ્મતનો યોગ એવો હતો કે રમણુ તેને ત્યાં આવે; અને તેના પાપોથી વાકેફ થાય. તો પછી કુદરત આગળ કીશનજીનું શું ચાલે. !!

વાર્તાનો નાયક રમણલાલ જુતવખારના ગંજાવર બંગલા પાસે આવી પહોચ્યો. બંગલો અને તેની ચોતરફ આવી રહેલો વિસ્તર્ણુ બાગ જોઇ તે દિંગ થઇ ગયો. પોતાના વિચારમાંને વિચારમાં આગળ જતાં કોઇ દુઃખી મનુષ્યનો રડતો અવાજ તેની કર્ણેદ્રીપર અથડાયો આથી તે અટકયો. આજુબાજુ દ્રષ્ટિ ફેંકી પરંતુ ઝાડપાનની વિસ્તીર્ણું અને ઘટ ઘટાને લીધે તે મનુષ્યને તે દ્રષ્ટિગોચર કરી શકયો નહી. આથી તેને વિશેષ આશ્ચર્ય લાગવા માંડયું; અને તે બ્રાંતી દુર કરવા જે તરફથી તે શોક ધ્વનિ આવતો હતો તે તરફ તે વળ્યો. અને થોડે દુર તે ગયો નહી એટલામાં એક વૃક્ષ નીચે પડેલી એક વિશાળ શલ્યા ઉપર એક સાઠ વર્ષનો વૃદ્ધ આદમી રડતો બેઠેલો તેની દ્રષ્ટીએ પડયો. તેના દેખાવપરથી તે આ બાગનો રક્ષક હશે એમ તેને લાગ્યું.

રમણ તેને નિહાળ તો કેટલોક વખત સુધી ઉભો રહ્યો. એટલામાં તે નિચુ ઘાલી બઠેલ વૃધ્ધ માલી બડબડવા લાગ્યો—અરે! પ્રભુ! અરે હાય! તુ એવું અઘોર કર્મ કરનારને કેમ છોડે છે? અરે રાંમ! અરે દુષ્ટ! પાપી! ખુની !!

રમણની કરણેન્દ્રીપર આ કરૂણા જનક શબ્દો અથડાવા સાથ કુદરતી રીતે તેની લાગણી ઉષ્કેરાઇ. તેનુ અંતઃકરણ ધડકવા લાગ્યું. તો-પણ ધૈર્ય લાવી આસ્તે આસ્તે તે માલીની પછવાડે જઇ બેસે છે એટ-લામાં તે માળી તેના તરફ ભય ભરેલી દ્રષ્ટિ ફેંકી બબડવા લાગ્યો. "તુ કુણસે? એ-ય કેમ આવ્યોસે? ખુન કરવા આવ્યોસે?! તુને કોણે મો-કલ્યોસે?" વૃદ્ધ મનુષ્ય ધિરજ પકડ. હું પરાયો મનુષ્ય છું; અને અહી તને અફસોસ કર્તાં જોઇ છાનો રાખવા આવ્યો છું" રમણે ધૈર્ય આ-પતા કીધું.

"ઓય, પરોયો?! શું તુ પરાયો?! નાસ? ભાગ! ખુન! મરી ગયો! નાસો!—અઘોર કર્મ! દોડો! હાય! „ એટલુ બોલી તે માલી જમીનપર પડયો.

"ભલા માણુસ અહી કોણ છે? તથા તુ શું બોલે છે તેની જરા સમજ તો પાડ" રમણે તેને સાવધ કર્તાં કીધુ

"સમજ! સેની સમજ?! હું કાય નહી બોલ્યો! તુ મને ઓ-ળખે સ?? હું મોઠા શેઠ મરી ગીયો તીના બાપનો મિકહલાલ નોકર છું તે બીચારો બહુ ભલો હતો. તે મારાપર બહુ દીયા રાખતો હતો. પણ કીશનજી ખરાબ! લુચ્ચો! ખુની! પાંપી! નીચ! હાંય, પ્રભુ! મારો

હવે છુટકો લાવ !!! " એટલું બોલી તે માલી પાછો રડવા લાગ્યો અને નિચુ જોઈ ભોંય ખોતરવા મંડયો.

રમણે કોઈ ચાકર ઘેલો થયેલ છે પેખી ચંદાને મળવાના વિચારમાં તેને રડતો રાખી પોતે બંગાલામાં ગયો. આ વખ્તે તેની સ્નેહાર્દ્ર ચંદા હાજરજ હતી. તેમ તેણીનો પીતા પણ હાજરજ હતો. રમણ કીશનજી પાસે ગયો; અને તેને પેલી નોટ આપી, કીશનજીએ તે વાંચી તેને નોકરી પર બ્હાલ કર્યો; અને જોઇતા સામન ( પેઇન્ટરના ) સહીત ભરેલી એક રૂમ તેને બતાવી. રમણ તુરત પોતાને કામે લાગ્યો. પરંતુ તે કામમાં ચંદાના પ્યારમાં ફસાઇ પોતાની મા બ્હેનને પુરી વાતની જાણ કીધા શિવાય તે એક બીજુંજ એડ્રેસ બતાવી અત્રે આવ્યો હતો તે વિશે તેને ઘડી ઘડી વિચાર આવતો હતો.

---

## પ્રકરણ ૧૩ મું.

### વ્હાલાનો દેખાવ.

ઉર ઉમંગ પ્રિતિનો છુપાય નહી મુખ દગથી કો કાળે.
સુગંધના ચોરોની મળી જાય છે જેમ તરત ભાળે.

સદ્ગુણી આદમીનાજ ઘણા દુષ્મન હોય છે. કારણ ફળથી ઝુમી જતા ઝાડપરજ લોકો પથ્થરા ફેંકે છે—

તારા સ્કુલમાં શીખવવા રહી હતી પણ ત્યાંય બિચારી ઇર્ષાના અણીઆળાં દુઃખની ભોગ થઇ પડી હતી. બીજી સ્ત્રી શિક્ષકો કરતાં સ્કુલના સેક્રેટરીએ તારાની આત્મકૌશલ્યતા, હુશિયારી તથા લાયકાત ઉપર ધ્યાન આપી તેણીને ધીરે ધીરે ચઢતે દરજ્જે ચઢાવી દીધી હતી. જેથી બીજી સ્ત્રી શિક્ષકોનાં દિલમાં તેણીને વિશે ઇર્ષાની ઉરમીયો ઉછાળા મારી રહી હતી. આ ઇર્ષાખોર સ્ત્રીઓમાં એક સોના નામની બ્રહ્મ કન્યા મુખ્ય હતી. આ સ્ત્રી જો કે તારા કરતાં ચાલાકી તથા લાયકાતમાં સો ગણે દરજ્જે ઉતરતી હતી તેમ છતાં તેણી આત્મ કૌશલ્યતાનો મિથ્યા ગર્વ ધરી બીજાનો તિરસ્કાર કરતી હતી. બીજી સ્ત્રી શિક્ષકો તેનું બોલવું હાં એ હાં કરતીયો પરંતુ તારા તેનો દરકાર ન કરતાં તેના દમમાં તણાતી નહી હોવાથી—તેમ પોતાના કરતાં ઘણા દિવસ બાદ આવી પોતાના કરતાં ચઢતો દરજ્જો ભોગવતી હોવાથી—પોતાને વધવાનો ચાન્સ નહી મળવાથી તેણી હાય વરાળ કરીને તેણીને કોઇ પણ બ્હાને નરમ પડવાને માટે

સોના પ્રયત્ન કર્યા કરતી હતી—એક અદેખી ઓરતના જોસ ભર્યા પુકારે, એક ઘેલા કુતરાના કરતા પણ વધારે ઝેરી થઇ પડે છે એ કવી સેક્સ્પીયરનું વાક્ય કુટીલ સોનાને લાગુ પડયા વિના રહેશે ? નહીજ. તેણી ચઢતો દરજ્જો મેળવવા આ સુશિલ અને નિરદોષ બીચારી તારાને હરેક બાંને ફંદામાં ફસાવા લાગજ ખોલતી લતી.

અરે ! અદેખાઇ ! અદેખાઇ ! તે અદેખી ઓરત લાગ મળતા ગરીબ તારાને પંજામાં ફસાવી કેવી સીતમ ગુજારે છે તે હવે આપણે જોઇશું પરંતુ હાલ શું બને છે. તે તરફ વાંચનારનું ધ્યાન લંબાવીએ.

એક દિવસ તે સ્કુલના વડાએ તેના એક ગરીબ મિત્રને મદદ કરવાથેં એક ફંડ તરીકે કોન્સર્ટ ( ગાનારા ) મંડળી ઉભી કરી; અને તેમાં આવનાર પાંસે રૂ. ૨ ) ફી લેવા ઠરાવી હતી. આ વડો અંગ્રેજી રીતભાત સારી રીતે જાણતો હોવાથી ઇંગ્રેજોની નકલ કરી આ મંડળીમાં તેણે સઘળી ઓરતોનેજ ગાનારીયો તરીકે દાખલ કીધી હતી. તેમાં પણ પ્રમુખસ્થાન આપણી નાયિકા તારાને આપવામાં આવ્યું હતું આ કોન્સર્ટમાં મુખ્ય કરીને સદ્‌ગૃહસ્થોજ બીરાજ્યા હતા.

કોન્સર્ટ શરૂ થઇ પ્રમુખ સ્થાને બીરાજેલી નાયિકા તારાને આ બધા ભરાયલા જન સમુહ વચ્ચે ગાવું ના દુરસ્ત તો લાગ્યું પરંતુ પોતે ન ગાયતો સ્કુલનો વડો ગુસ્સે થાય; અને મળતા પગારમાં ખલેલ લાગે. તેમ જે કોઇ બીજી ગાનારીયો હતી તે પણ પોતાની સ્કુલની સ્ત્રી શિક્ષકોજ હતીઓ તેમ નીતિથી પોતે સુધરેલ વિચારની હોવાથી તેણીએ દિલ દઢ રાખી હારમોનીયમ છોડયું. અને નીચેનુ વિક્રમ ચરિત્રનુ પ્રસિદ્ધ ગાયન શરૂ કર્યું.

મને સહાય કરશે મોરારીરે,
વ્હારે ચડશે ગોવરધનધારી;
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી,
બ્હેની ચિન્તા કરીશ નહીં મ્હારી.—મને.
માંજારી બચ્ચાંને બળતાં ઉગારી,
ગોક્ષ દીધો ગજેન્દ્રને તારી;
દ્રૌપદિનાં ચીર પુર્યાં,
થાશે તે સ્હાયકારી—મને.

( વિ. ચ. ના. )

વાંચનાર તમે આ ગાયન નાયિકા તારાને મોઢે કાંઇક તુટક સબ્દોએ ગવાયુ છે તેનુ કારણ સમજ્યાં ?

તેનુ કારણુ એજ કે ગાતાં ગાતાં સ્ટેજપર તેની નજર લંબાવતાંજ તેના હૃદયમાં એક સજડ આચકો લાગ્યો હતો—તેણીનુ અંતઃકરણુ લોહી વિનાનુ થઇ ગયુ હતું. અને પોતે ગાવા નારાજ થઇ પરંતુ તે ગાયનની શરૂઆત થતાંજ ભરાએલા જન સમુહને તેણીના ગાયનપર ઘણી મીઠાશ લાગી હોવાથી એકીદમ બંધ પાડવા તેણીથી બની શકયું નહી તો પણુ બનતી જોગવાઇએ સદરહુ ગાયન તેણીએ પુર્ણુ કરી દીધું.

વાચકવૃંદ, ? આ મંડળીમાં એવું તે કોણુ હતુ કે, જેને જોઇ તારાને આટલી બધી વિટંબણા સહન કરવી પડી ?

પ્રેમરાય ! પ્રેમરાય ! તે તારાનો વ્હાલો પ્રેમરાય હતો. તે પોતાના ક્રિશ્ચીયન પોશાગમાં બે રૂપૈયા ફી આપી અત્રે સાંભળવા આવ્યો હતો. સુરતથી ઉપડી અલાહાબાદમાં ભરાએલી ચિત્રશાળોત્તેજક સભામાં પહેલે નંબરે પાસ થતાં તેને રૂ. પાંચ હજારનુ ઇનામ મળ્યું હતું. આ વખત એક સદ્ગૃહસ્થે તેને સલાહ આપવાથી વકીલાતનુ શિખી બેરીષ્ટર થવા વિલાયત ઉપડવા તે અત્રે આવ્યો હતો; અને સ્ટીમરને ઉપડવાનો વિલંબ હોવાથી તેણે ફુરસદ મળતાં આ કોન્સર્ટમાં આવવા ભાગ લીધો હતો.

આ વખતે સ્ટેજપર તેની દૃષ્ટિ પડતાં તે પણુ તારાને જોઇ ચોંકયો તો ખરો. પરંતુ—તારાનો ચહેરો જો કે ખુબસુરતીમાં ઓછો થયો નહી હતો. તદપી ગરીબી અને તંગીએ તેની પ્રથમની અનુપમ લાવણ્યતાને ઓશિયાળાની છાપ મારી ઝાંખી કરી દીધી હોવાથી—તેણે જે બીન તકરાર ખુબસુરતી ભરેલો ચ્હેરો પ્રથમ જોયો હતો તે હાલ વક્રાકૃતીનો તથા નિરતેજ માલમ પડતાં તેમ તેણી તો સુરતમાં છે, તેમ પૈસાવાળાનુ ફરજન છે. જેથી અત્રે હાવા પબલીક સ્થાનમાં–ગાવા કયાંથી આવે. પેખી અથવા તેવી કોઇ બીજી હશે સમજી તે નિશંસય થયો હતો.

આણી બાજુ તારાએ વિચાર કીધો કે–મંડળી વિસરજન થતાં તેને જઇ મળીશ; અને તેમને મળવા રોકાશે. પછી હું મારી પર વીતેલી વ્યથાનું વાસ્તવીક કારણુ તેને વિદીત કરીશ.

પણુ નહીજ ! તેને શું માલમ કે તારા બ્યાં છે ?! તે કોન્સર્ટ વેરાતાં બહાર નિસરી ચાલ્યો ગયો. તેણે અલાહાબાદથી તારાપર એક બે પત્ર લખેલા પરંતુ તેનો પ્રત્યુત્તર નહી આવવાથી–તેણીના બાપે તેણીના કોઇ બીજા સાથે લગ્ન કીધાં હશે જેથી તેણી મને હવે પત્ર લખવા શરમાય છે. પેખી—પ્રેમરાય તેણીના તરફની આશા છોડી હવે તે તરફની બીન કાળજી રાખતો હતો. અહા !. કેવો સમય ? તે બીચારાને શું ખબર કે

મારા બાપે તારાને તથા તેના કુટુંબને ભીખારી અવસ્થામાં લાવી મુક્યાં છે ! ? ? !

બીજી તરફ તારા બ્હાર આવી જોતાં પ્રેમરાયને નહી દેખવાથી નિરાશ થઇ. તેનું દિલ પ્રેમના વિયોગથી ચકચુર થયું. અહા ! કેમ ન થાય ! આ દુનિયામાં પ્રીતિ બંધાયેલા જોડાપર વિયોગનો વન્હી પડવાથી જુદાઇમાં તડપતા એક પ્રેમી–આશક–કર્તા વધુ કંગાલ કોણુ છે ? કોઇજ નહી. તો તારા તેના પ્રેમીની જુદાઇમાં નિરાશ થાય તેમાં શું નવાઇ ? !

તારા તેનો પ્રેમ નહી મળવાથી તે બેઇમાંન થયોછે. તથા ગરીબ તારા તેને હવે ગમતી નથી–એવો વિચાર લાવવા લાગી; અને તે વિચારમાં બળાપો કરવા સાથ વિયોગથી ઉત્પન્ન થયેલા આતસથી બળતી તેણી મકાન તરફ વળી.

---

## પ્રકરણ ૧૪ મું.

### ખુબસુરતીના દુષ્મનો.

સ્વારથી દુનિયા સર્વે આ, નહી સ્વારથ વિણ કામ
દોરંગી દુનિયા મહી, જ્યાં ત્યાં સ્વારથ કામ

ગાયન ! ગાયન ! ત્હારો દાવો અજબ છે ! ત્હારો હુન્નર આશમાની છે. ત્હારી શકિત અપાર છે ! ત્હારી લ્હેજત પવિત્ર છે.

કોનસર્ટમાં ઉપલ્યો બનાવ બન્યો તે વખ્તે ત્યાં વળી એક બીજુ કોકડુ ગુંથાયું હતું. અરે ! તે વિશે બીચારી નિર્દોષ તારાને શું ખબર ?! અરે ! તેને કોણ કહે કે તારી અનુપમ લાવણ્યતા તથા કાંતીપર આશક થનાર કટ્ટા દુષ્મનો તને લુંટવાની બદ દાનત ધરાવતા ઉભા છે ! તે દોસ્ત દારો બીજા કોઇ નહી પણ આધુનિક સમયમાં અધુરી કેળવણીથી કુચાલમાં પડી મોજમઝાથી કુકૃત્ય કરવાં એમાંજ આબરૂ સમજનાર સભામાં આગલી હારમાં બેઠેલા ચાર શેઠીઆઓના છોકરા હતા. જેઓ પૈસાવાળાના ફરજન એટલે બચપણથીજ તાલીમબાજી ટોળીયોની સરદારી ભોગવવા શિખ્યા હતા; અને તેજ કારણથી તે બાપ દાદાઓની મેળવેલી ઇજ્જતપર તેઓએ પાણી ફેરવી વાળ્યું હતું. એ ટોળીમાંનો એક તો સાફ કોડીલો; અને ઉંધી પુતળીયોનો હતો. બીજો જરા દોઢ ટાંગ, અને ત્રીજો જો કે ખોડખાંપણ વગરનો હતો પરંતુ ખુબસુરતીની વ્હેચણ વખતે એ બાઇ જરા રીસાઇ બેઠેલા હોયાથી પરમાત્માએ પક્ષપાત

કરી તેઓને આફ્રીકીના જંગલી સીધીયોની ખુબસુરતીનો કેટલોક ભાગ બક્ષો હતો. અને ચોથો જો કે બધી વાતે જાણે ઠીકજ હતો. પરંતુ તેના આ નામદાર દોસ્તોની ખોડ ખાંપણના ગુણે તેને હમેશને માટે સોબતે અસરનો નમુનો બનાવી દીધો હતો.

આ બડેજાઓ, મહેરબાનોમાં પહેલાનું નામ લાલજી લંધા—જેને લાલુ કહી બોલાવતા હતા. બીજાનું નામ બાઇદાસ. ત્રીજાનું નામ મનમોહનદાસ; અને ચોથો તેઓનો અશલ દોસ્ત કીશન લવજી હતો; અને પ્રથમ જે દિવસે તે મુંબાઇમાં ભણવા આવેલો તે વખતે આજ દોસ્તોના પ્રતાપે તે ખરાબીની ખાઇમાં આવી પડયો હતો.

મનમોહન માંડવી બંદરવાળા હજારીમલ્લ સુંદરજી જેવા મશહુર વ્યાપારીનો શાહજાદો હતો. પરંતુ આ કુમારગે ચડાવનાર ચંડાળ ચોકડીની સોબતથી તે આ હાલતે પહોચ્યો હતો. તેના પ્રથમના બંને દોસ્તો મખીચુસ હતા. પરંતુ મનમોહન ઉડાઉ અને પૈસાવાળો હોવાથી તેઓ જે કાંઇ મોજમઝા મારતા. તે આ મનમોહનદાસનુંજ હતું. કીશનજી તો આ જુના દોસ્તોની કોઇકજ વખ્તે મુલાકાત લેતો હતો પરંતુ તેઓની મીજબાનીયોમાં તે પોતાનો ભાગ લેવા ચુકતો નહી.

કોન્સર્ટમાં તારાને જોઇ તેઓ એક દીવાના માફક બની ગયા હતા: અને કીશનજીને તેણીને જોઇ પોતાની દુશ્મન ઉપર વેર લેવા દિલ ઉશ્કેરાયું અને તેને માટેજ તેઓ તે વખ્તે એકમેકના વચનથી બંધાયા હતા કે તેને કોન્સર્ટ પુરી થતાં ઉપાડવી. પરંતુ તારા કેને રસ્તે થઇ અત્રેથી ગઇ તે તેઓને જરા પણ જણાવ્યું નહીં જેથી તેઓ હાથ ઘસતા રહ્યા. કીશનજીનો વિચાર તેના દોસ્તોની માફક તારાપર બદદાનતનો ન હતો પરંતુ તેને કબજે લેઇ સંતાડી રાખવાથી રાધા ઝટ વશ્ય થશે એજ તેની મતલબ હતી. અને તેમ કરવાને માટે આ દોસ્તોને તેણે તેણી મેળવવાની લાલચ આપી ઉશ્કેર્યાં હતા.

"કેમ દોસ્ત કીશનજી, તું મારો જુનો દોસ્ત છે. બોલ તેં તેણીને ઓળખી કે નહી?" મનમોહને કહ્યું.

"હા, મેં તેણીને ઓળખી તો ખરી પણ જરાક શક રહી ગયો છે. અરે! પણ એ કઈ સ્કુલમાં નોકર છે ખરી?" કીશનજીએ પુચ્છયું.

લાલુ—હા, તે ઓલી ખેતવાડીની સ્કુલમાંજ. આપણી સાથે પેલા કોઇ સખ્સ બેઠા હતા. તેને મેં—તેણી ગાતી હતી તે વખતે—પુછતાં તેઓએ નહી કહેલું?

કીશનજી—ધેટ્સ રાઇટ. ત્યારે તો હવે ઠીક તાલ બેસશે. ડુ યુ અન્ડર સ્ટેન્ડ મીસ્ટર ભાઇદાસ. ધનતેરશને દિવસે પેલા વચલા ભોઇવાડાવાળી ધનકોરને ત્યાં આપણે ગયા હતા. તેની છોકરી સોના પણ તેજ સ્કુલમાં નોકર છે કેમ ?

ભાઇદાસ—હા હા ખરી વાત.

મનમોહન—તો તેને શું ?

કીશનજી—તેને શું ? અરે તે કેવી પહોંચેલીછે; અને અગાડી મારા એક ડૉકટરને તેણીએ સારી રીતે મદદ કરી એક મહાભારત કામ પાર ઉતારી આપ્યું હતું. તો આ કાર્ય આપણને સહેલથી તેણી પાર ઉતારી આપશે. પણ ભાઇ જરા દોઢીયાં ખરચવાં પડશે !

મનમોહન—તેની તું કાંઇ ફીકર ન રાખ. ગ્હાય તે બ્હાને આપણે તો તેને મેળવવી. પછી ગમે તેટલાં દોઢીયાં ખર્ચ થાય તો પણ શું. હું મારી બૈરીનો વાંકછે તે ઉઠાવી લાવીશ બસ ?

લાલુ—હાં હાં, બલી કરી ચાલો ત્યારે હવે ખોટી નહી થવું જોઇએ.

કીશનજી—સઘુર. પરંતુ આજ તેણી મળે કે ન મળે પરંતુ કાલ રવીવારછે જેથી તે ચોકસ મળશેજ માટે કાલ જાઇશું.

લાલુ—ઠીક ત્યારે તે ઠરાવ પકકે પાયે ?

કીશનજી—હા પકકે પાયે.

મનમોહન—હા. પરંતુ તુતો હવે મોટો ટીંડુશા થઇ બેઠો છે એટલે તારો મેળાપ કયાં !

કીશનજી—હું જરૂર મારી દુકાને હોઇશ. તમો બધા કાવસજી પટેલ ટેન્ક પાસેના પેલા હોટલમાં એકઠા થજો. દસ વાગે હું આવીશ. વખ્તે વાર લાગે તો તારા ઘાટીને મારી દુકાને ચીઠી લખી મોકલજે કે તુરત આવી ઉભો રહીશ.

લાલુ—વારૂ ચાલો તે તો હવે નક્કી થયું પરંતુ ભાઇઓ આ ખુશાલીમાં જરા કાંઇ ઉડાવવું જોઇએ હો ?

મનમોહન—ચાલો ત્યારે પેલા ભાઇદાસની દુકાને આ ઠરાવ કરી આ નેકીના દુષ્મન અને બદીના ભાઇબંધો મીઠાઇવાળાની દુકાને ગયા.

અફસોસ ! નિરદોષ બાળકી તારા તને કયાં ખબરછે કે આ છાકટા ભામટાઓ તેને હેરાન કરી તારૂં શિયળ લુટવા ચ્હાય છે ? અરે ! તારી અનુપમ લાવણ્યતાએ મનમોહન તથા લાલુ જેવા ચંડાળ હબસીયોને ખરો પ્યાર શું એ શિખવ્યું હતું અને કીશનજીએ તને જોઇ દિલમાં કેવો ખુશે

વિચાર કીધો છે! તેની તને કેટલી થોડી ખબર છે. પણ ફીકર નહી. આખેર સત્યનીજ ફતે છે અને શિયળ એજ દુનિયાનું ભુષણ છે.

## પ્રકરણ ૧૫ મું.

### બદબખ્ત—આશક.

પ્રાણી માત્ર વિશે મનુષ્ય તન છે અત્યંત જે કીમતી,
કામી તેની કરે અચેત બનીને નિશ્ચેજ માઠીમતિ;
મિથ્યાવાદ કરી ખુવે કુમતીએ વિશ્રાંતિ સોનાસમી,
સ્વેચ્છાએ વરતી અતિ મુઢ જનો કીયા કરે કારમી.

* * * * * * * *

વગર સમજ વાંણી રાવણે ઉર આણી.
કનકમય પુરી લંકા, થઇ ગઇ ધુળ ધાણી.
નવલ મદ ભરેલી, નારીમાં બુદ્ધિ નાણી.
નહી નહી નહી લપટા, અજ રામા પ્રમાણી.

( ચં-કા. )

નેકીના ફુલને કોઇપણ મોશમ અનુકુળ થઇ પડેછે. પછી તે ગરમી હોય; યા ઠંડી હોય. વર્ષારૂતુ હોય. યા ઠાર હોય તોપણ તે લીલું અને સદા તાજગી ભરેલું રહેછે; અને તેના માળીને આબરૂ અને વખાણનું ઇનામ મલેછે.—

પેલા તેના રાવબ્હાદુર દોસ્તોથી વિરકત થતાંજ કીશનજીને પાછો રાધાનો પ્યાર યાદ આવ્યો. તેને નિંદ્રાદેવી પોતાના સપાટામાં લેઇ શકી નહી; અને આખી રાત તેના વિચારમાંજ કહાડી. એટલામાં પ્રાતઃકાળ થયો. દિવસના દસ વાગ્યા. મહેરબાઇને ઘેરથી તેને માલમજ પડયું હતું કે તેણી રસિકલાલ ભણશાળીના માલામાં બાપદેવ સ્ટ્રીટમાં રહે છે. એટલે તે તેણી તરફ વલ્યો. જો કે આજ રવીવાર હતો, એટલે સ્કુલમાં રજા હતી તોપણ તારાને કાંઇક પત્રક સુધારવા સંબંધીનું કામ હોવાથી નિશાળે જવું પડયું હતું. છોકરીને જમાડી વિદાય કરી રાધા ઘર ધંધાથી ફારગ થઇ એક પીરોજા રંગની સાડીની કોર ઉપર ઝીક ભરતી એક બિનાઇ સાદડીપર બેઠી હતી. એટલામાં ઉપર કોઇ આવતું હોય એવી રીતે દાદર પર ખખડાટ થયા. રાધા ઘણે દિવસે રમણ મલવા આવ્યો હશે સમજી આનંદદાયક મુખમુદ્રાથી પોતાના ફરજનને નિહાલવા આતુર થઇ. એટલામાં તે ખખડાટ કરી ચઢનાર ઉપર આવી ઉમરા પાસે ઉભો રહ્યો. રમણને

બદલે આ સખ્સને જોઇ રાધા એકદમ ચમકી—તેણીનું અંતઃકરણ થરથર કંપવા લાગ્યું—ધડક ધડક થવા લાગ્યું. અને એકદમ હબકી બોલી ઉઠી "અરે દુષ્ટ કીશન લવજી. ? ! પાપી તું વલી અહીંયાં કયાંથી. તને આ ઘર કોણે બતાવ્યું ? અને અહીં આવવાનુ તને કામ શું ? ! !

પ્યાર ! પ્યાર ! વ્હાલી રાધા તારો પ્યારજ મને અહી લાવનાર છે. જો કે તું મારી સાથ બેઅદબી ભરેલી રીતે ચાલે છે તોપણ પ્યાર સદા આંધળોજ છે. એ અપમાન શું એ સમજતોજ નથી. તેમ તે કાંઇ ગરીબ અથવા તવંગર પણ જોતો નથી. જેથી જો કે હાલ તું ગરીબ સ્થિતિમાં છે. તોપણ હું તો તને જાણે પ્રથમ તારા પીતાના મકાનમાં જોઇ હતી તેવીજ મને લાગે છે; અને પ્રથમ જેટલોજ હાલ પણ તુને ચ્હાઉછું માટે હવે મારા હુકમને તાબે થઇ દુઃખથી છુટી સુખમાં આવ્ય. કીશન લવજી પ્યારના આવેશમાં આવી બોલ્યો.

"ચુપ રહે દુષ્ટ, ઘાલ ત્હારી જીભમાં કાંટા. ચ્હુલામાં પડો તારો પ્યાર; અને આગ ઉઠો ત્હારી દોલતમાં. એક પૈસાને ખાતર હું તારી સાથ વ્યભીચાર કરી—એક સ્ત્રીનું સર્વથી કિમ્મતી અને બે મુલી કારતી નેકી; જેની કિમ્મત આગળ ત્હારી તો શું પરંતુ આખી દુનિયાની દોલત રદ છે–તેને ખલેલ લગાડું ? કદી નહી ! અને હું તારા જેવા દુષ્ટને મોઢે નિસરતું ભાષણ સાંભલવા જરા પણ ખુશી નથી. જો કે સુરતમાં તું આવ્યો હતો તો એક લેખે તારાં અમે કરજદાર હતાં જેથી તે મકાનમાં આવવા ત્હારો હક હતો. પરંતુ આ મકાન તો અમે ભાડે રાખ્યું છે; એટલે તેમાં આવવા તને હક નથી. .

અમો અત્રે જાતી મહેનતથી અમારૂં ગુજરાન કરીએ છીએ અને તું અમારી પાસે એક અરધી સરખી માગતો નથી તો પછી તારે અહી આવવાનું શું કામ ? ચાલ દુર થા. જે રસ્તે આવ્યો તે રસ્તે વિદાય થા. નહી તો આબરૂ ગુમાવી જવું પડશે. અમો ગરીબ છૈએ તો ભલે પરંતુ અમારા દિલથી તો અમો મોટાં છઇએ. રાધાએ પતિવ્રતનો ટેક દર્શાવતાં જોસ્સાથી કહ્યું.

"રાધા, ! પ્રિય રાધા, તું કહેછે તે હું સમજુછું પણ હું અત્રે તારા દુશ્મન તરીકે નહી પણ દોસ્ત તરીકે આવ્યો છું." કીશનજીએ નરમાશથી કહ્યું.

"શું દોસ્ત તરીકે ? અરે એક દગાખોર પુરૂષ સાથે કામ પાડી ખરાબી અને પાયમાલી, શિવાય બીજી ચિજની આશા રાખવી એ દરી-

યાની રેતીથી દેરડાં બનાવવાની અથવા ગટરમાં અત્તર છાંટી ખુશબો માગવાની મુર્ખાઇ જેવું છે. ” રાધાએ ધી:કારથી કહ્યું.

“હું ખચિતથી કહુંછું કે મિત્ર તરીકેજ હું અત્રે આવ્યોછું; અને વળી આશાભેર” કીશનજીએ મ્હોંમલકાવી કહ્યું.

જા, કીશનજી જા. તારૂં ચંડાળ મોં બતાવી કંટાળો આપ્ય નહી. તુ તારી બુરી નેમમમાં કદી ફાવનાર નથી, તું સમજતો હશે કે હું ગરીબી અવસ્થામાં આવેલછું તેથી તારો આંશરો કબુલ કરીશ! પણ તેમાં તદન તુ ભુલેછે. આતો શું પરંતુ એવી ગરીબી હાલત થાય કે છેવટ દુઃખે પીડાઇ મરવાની અણીપર આવું. પરંતુ તેમાંથી બચવા તારા જેવાને શર્ણ રહેવા કરતાં મારી નેકીના બચાવાર્થે મરવું હું દુરસ્ત ધારૂંછું ” રાધાએ તેને ધી:કારવા કહ્યું.

“રાધા તુ મને જ્યાદે ન સતાવ. તુને જોઇ મને મારી આગલી યુવાવસ્થા યાદ આવે છે. અરે! રાધા? તારે માટે હું તન મન, અને ધનથી બહુ ખરાબ થયો છું તે તરફ ખ્યાલ કરી મારી પંદર વર્ષપર ત્રુટેલી તારાપરની મોહબતને તુ ઉત્તેજન આપ્ય. વિચાર કર. બૈરાંની બુદ્ધિ સદા પાંનીએજ રહે છે તે માફક તારી બુદ્ધી ન ચલાવ અને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યારે કપાળ ધોવા ન જા. તું સમજુ છે. માટે તેમ નહિજ કરે. વિચાર પછી હું તને હીરા માણેકમાં કેવી મઢી લેઉ છું” કીશનજીએ લાલચ આપતાં કહ્યું.

“શંખ શિરોમણિ તારી બુદ્ધિ મારી ગએલી લાગે છે.! તે આગળ ચાલી કેમ શકિત નથી? અરે! મને લાગે છે કે હવે તારૂં મોત આવી રહેલ છે, કાળ ચક્ર તારા મસ્તકપર ફેરા મારી રહ્યું છે. દુનિયામાં ખરૂ નુર એક પાતિવ્રત શિવાય હું દેખતી નથી. તારા હીરા મોતીને ઝવેર તેના એક લાખ ધણા હિસ્સા બરાબર નથી. એક શિયળવંત સ્ત્રી જો કે ભીખારી હશે અને એક બદચાલ ઓરત કરોડો રૂપૈયાની માલીક હશે તે બંનેની સરખામણી કરતાં શિયળવંતીનુ ત્રાજવું સદા નમ્યા વિના રહેનાર નથી. માટે જા મારી આટલી સમજણ ગ્રહણ કરી તારૂં સારૂં ઇચ્છતો હોયતો તારા નાપાક પગલાં અત્રેથી દુર લઇ જા. એક વખત ભુખે મરી પેટે પાટા બાંધીશ તે કબુલ પરંતુ મારૂં શિયળ તજી તારો નિચ આશરો ભોગવવા પ્રભુ મને સ્વપ્ને પણ વખત ન આપે ” રાધાએ તેનો તિરસ્કાર કરી કહ્યું.

રાધાના આ શબ્દોચ્ચારથી કીશનજીને ઘણુ ખોટુ લાગ્યું જેથી તે

ગુસ્સો કરી બોલ્યો "ઠીક છે. હાલ હું તને કાલાવાલા કરવા આવ્યો છું ત્યારે તુ ખેંચતાણુ કરે છે તો હવે તારી મને દરકાર નથી. પણ સાંભળ એ ચંડાળ ઓરત આજથી તારો હું હવે કટો દુશ્મન બન્યો છું; અને તારી સાથે વેર લેવાના પગલાં ભરૂ છું." પરંતુ મિત્ર તરીકેની મારી અરજ તું સાંભળી લે તે તેજ કે તારી પુર્ણીમાના ચંદ્ર જેવા મુખારવિંદવાળી એક ખુબસુરત અને અનુપમ લાવણ્યમઇ જુવાન છોકરીને મુંબઇ જેવા શહેરમાં એ પરવાઇથી હજારો લોકોની વચ્ચે ફરવા દેવી નહી. આ કઇ આપણું ગાંડરી કે તારૂ સુરત ન હોય. પરંતુ હજારો લોકોની વસ્તીવાળુ; અને લુચ્ચા લફંગાઓથી ભરેલું શહેર છે; અને તેમાં જુવાન બાળાઓને નિશાળમાં માસ્તર બનાવી હજારો આદમીયો વચ્ચે વાજીંત્રો વગાડી ગાવું વીગેરેની રીતનુ સ્વતંત્રપણું આપવું એ એક નેક, વફાદાર, શિયળવંત, કુલીન; અને પ્રમાણીક સ્ત્રીને બહુ જોખમ ભરેલું છે." કીશનજીએ રોપથી કહ્યું.

"જા દુષ્ટ જા તેની મને પરવા નથી. મારી છોકરી કેવી નેક અને વફાદાર છે, તેમને માલમ છે; કે આ મુંબઇ તો શું પરંતુ એથી સો ગણી ચઢીયાતી વસ્તિમાં પણ એક શિયળવંત સ્ત્રી આગળ ગમે તેવા તારા જેવા માથાના ફરેલાઓ જખ મારે છે. અને મારી છોકરીના શરીરના એક રૂવાંટાના સોંમા હીસ્સા બરાબર પણ તારી લાખો રૂપૈયાની દોલત નથી. માટે જા હવે તારૂ પાપી મોં મને બતાવતો ના." રાધાએ ગુસ્સાથી કહ્યું.

"બહુ સારૂ ત્યારે જોતી રહેજે થોડા વખતમાં શું બને છે.! અને તુજ આખર મારી પાસે મારી માગતી આવે છે કે નહી. પણ યાદ રાખજે ફાટેલુ કપડુ દોરાથી સંધાય છે. તુટેલ દોરો ગાંઠથી બંધાય છે. ભાગી ગએલું વાસણુ હિકમતથી સંધાય છે. પરંતુ તુટેલુ દિલ કશાથી સંધાતુ નથી. માટે આખર તુ આવી કાલાવાલા કરશે. તે સમગે હું આંખ આડા કાન કરી જવા ચુકીશ નહી" એટલું બોલી ઉમરા પાસે ઉભેલો કીશનજી ગુસ્સામાંજ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૬ મું.

### સોનાની અદેખાઇ.

જુઠું થાય જુદાઇથી, મનમાંનો નિરધાર;
ખાડ ખોદશે અવરના તેનો કુપ તૈયાર

અદેખાઇ એ લોઢાના કાટ જેવી છે; અને એક અદેખો અને બદ-

ચાલ પુરૂષ જેટલી ખરાબી કરી શકે છે તેથી દસઘણી ખરાબી એક બદ-
ચાલ–પાપી સ્ત્રી કરી શકે છે.

પોતાની ધારણામાં નિષ્ફળ જતાં ઉલટું અપમાન થયુ પેખી. આગથી બળતો અને ઉછળતા લોહી સાથ કીશનજી રાધાને ત્યાંથી પાછો ફર્યો. તેની આટલી ઉમરમાં તેણે કોઇનો હુંકારો સરખો સાંભળ્યો, નહી હતો છતાં આવી એક કંગાલ ઓરત જાત તેને નજરમાં આવે તેવા શબ્દોચારથી તિરસ્કાર કરે તે એને માથાવાડ જેવું લાગે. એમાં શું આશ્ચર્ય ?!

તેણે હવે રાધાનો ગર્વ નરમ પાડવા પકો ઠરાવ કીધો–અને જો કે તેના દિલમાં દયા તો હલીજ નહી તદપી જે કાંઇ હતી તે પ્યારની પેસકશિ પુરી નહી પડવાથી તેના દિલમાંથી દયાએ દેશવટો લીધો. તે હવે પેલા મનમોહન અને લાલુ વીગેરે કાવસજી પટેલ ટેન્ક પાસે આવેલા હૉટલમાં બેઠા છે તે તરફ વળ્યો.

તેના બામટા દોસ્તદારો મીજબાંની ઉડાવતા અત્રે બેઠા હતા. કીશનજીને બોલાવા મનમોહને ચીઠી લેઇ ઘાટીને તેની દુકાને મોકલ્યો હતો પરંતુ તેતો રાધાને ઘેર ગયો હોવાથી તે ઘાટીને ક્યાંથી મળે ? તેથી ઘાટી પાછો આવતાં મનમોહને તેના ગીરગામના બંગલે હશે પેખી ઘાટીને ચીઠી લેઇ ત્યાં મોકલ્યો.

કીશનજીની સ્ત્રી જેનું નામ સુંદરબાઇ હતું તે જાતે પતિવ્રત–શિયળવંત ઓરત હતી.

કીશનજી ખુબસુરત અને નખરેબાજ સ્ત્રીયોને ચ્હાતો હતો. પરંતુ તે જાણતો નહોતો કે ખુબસુરતી તે તો તેનો (સ્ત્રીયોનો) જાહેર શણુગાર છે. પરંતુ નેકી તો તેના બખ્તર જેવી છે–જે નેકી વગરની ખુબસુરતી સુર્ય વિનાના દિવસ જેવી છે—

જેથી તે આ બીચારી સુશિલ અબળાને પોતાના ગીરગામપરના ચીના બાગ પાસેના એક બંગલામાં રાખતો હતો.

આ પતિવ્રતા સ્ત્રી અત્રે બે ત્રણ નોકરો સાથ રહી આખો દિવસ ઇશ્વર સ્તવનમાંજ કાળક્ષેપ કરતી હતી.

આ વખતે તેણી પોતાના મકાનની બારીએ એક "સાવિત્રી" નામનુ પવિત્ર પુસ્તક વાંચતી બેઠી હતી. એટલામાં કીશન લવજીનું નામ પુછતો એક ઘાટી આવ્યો. સુંદરબાઇએ ચાકરડી પાસે પુછાવતાં મનમોહનદાસે ચીઠી લેઇ મોકલ્યો છે એવુ માલુમ પડયું. સુંદરબાઇ મનમોહનદાસને સારી પેઠે ઓળખતી હતી. જેથી આજ વળી તેની શું નેમ છે

તે જાણુવા તેણી એ ઘાટી પાસેથી ચીઠી મંગાવી વાંચવા માંડી તો તેની અંદર નિચે પ્રમાણેની મતલબ હતી.

તા. ૧૫ એપ્રીલ.

મી. કીશનજી.

ગઇ કાલ આપણે એકઠા થઇ પેલી ખુબસુરત ચંદ્રીકાને માટે સોના બ્રાહ્મણીને ત્યાં જવા ઠરાવ્યું હતું. તે મુજબ અમો કાવસજી પટેલ ટેન્ક નજીકના હૉટલમાં બેઠા છીએ માટે આ ચીઠ્ઠી વાંચી તાકીદે આવવું.

લી. શેઠ
મનમોહનદાસ.

આ ચીઠ્ઠી વાંચી સુંદરબાઇ દીલગીર થઇ. પોતે શિયળવંત હતી. અને કીશનજી ગરીબ અબળાઓને જોર જુલમથી કબજે કરી કમજાત દોસ્તોની મદદથી નાહક બીચારીયોને હેરાન કરે છે એવું તેણીને માલમ હોવાથી આ કોઇ ગરીબ છોકરીને ફસાવાનું તેઓનું હાર્દ તે સમજી ગઇ; અને આ આવેલ તક નહી ખોતાં તે ગરીબ બાળા કોણ છે. તથા આ લુચ્ચાઓ તેને કેવા પ્રકારે વ્યથા કરવા ચ્હાય છે. એ સમજવા તેણીએ એક છુપા જાસુસને—જેને કીશનજી ઓળખતો નહી હતો તેને—કાવસજી પટેલના તલાવ પાસેના હોટલમાં તેઓ ત્યાં શું કરે છે—કયાં જાયછે વીગેરે જાણુવા મોકલ્યો. અને ચીઠ્ઠી લાવનાર ઘાટીને કહેવડાવ્યું કે જા શેઠ આવેછે આથી તે ગયો.

ચીઠ્ઠી આપી આવ્યાને પાંચ સાત મીનીટ થઇ એટલામાં કીશનજી અત્રે આવ્યો. એટલે તેના દોસ્તો તેને ચીઠ્ઠી પહોચી હશે એટલે તે આવ્યો પેખી તે વિશે વધુ પુછપરછ ન કરતાં તેઓ સર્વે અત્રેથી વચલા ભાઇવાડાવાળી પેલી ધનકોરને ત્યાં ગયા.

જે મકાનમાં ધનકોર તથા તેની છોકરી સોના રહેતાં હતાં, તે મકાન જમનાદાસ નામના એક લાડવાણીયાનું હતું. ધનકોર આ મકાનમાં ઘણા દિવસથી રહેતી હોવાથી ઘણા દિવસનુ જુનુ ભાડુત સમજી મકાનના માલેકોએ તેને થોડે ભાડે વધારે જગા ભોગવવા આપી હતી. જે ઓરડાઓમાં તેણીઓ રહેતી હતીયો તે ઓરડાની અગાડી બેઠકનો ઓરડો સરસ ફરનીચરથી શણુગારેલો હતો. જેની અંદર સોના આ વખ્તે એક પડેલ કોચપર અવ્યવસ્થિત રીતે પડી પડી સુડાબહોતેરીમંની સોળમી વાર્તા વાંચતી હતી. તેણી જો કે સાધારણ ખુબસુરત પરંતુ ડોળદાર—અને નખરેબાજ હતી. પરંતુ બેદરકારી સાથ તેણીની માની ખરાબ કેલવણીએ

તેવી ખુબસુરતીપર અસર પેદા કીધી હોવાથી તેણીનો ચ્હેરો ચીડકણો બની ગયો હતો. કે જે ચ્હેરાપર અસૂયાના સોનેરી અક્ષર ઝળઝળાટ મારી રહ્યા હતા. તેણી પરણી હતી, પરંતુ તેણીની નામદાર માએ તેણીને એટલે દરજ્જે કેળવણીમાં પાવરધી કરી દીધી હતી કે તેણી સાસરામાં ટાંટીયો થોભાવતી નહી—ભરથારની તાબેદારી ઉઠાવવા તેણીને બીલકુલ ગમતું જ નહી. તેના આ કુલક્ષણને લીધે તેના પતીએ તેનાપર સોકયનું સાલ ઉભુ કર્યું હતું. આથી તો તેણી હવે તેણીની માની સાથ બીન ધાસ્તીએ રહી સ્વચ્છંદતાએ વર્તતી હતી. કોઇની વગવસીલાઇથી તેણી નિશાળમાં નોકર થઇ હતી. પરંતુ એટલામાં પુરૂં ન થવાથી કુકર્મને રસ્તે કીશનજી જેવા પાસેથી થોડુ ઘણું પ્રાપ્ત કરતી હતી; અને વધુ ગુજરાન માટે તેની આબરૂદાર મા કોઇ સારા ઘરની બૈરી-છોકરીને પોતાના ફંદામાં ફસાવી-ગોઠીઆ મેળવી આપી કુરસ્તે ચઢાવી દલાલાં કરી કેટલુંક પ્રાપ્ત કરી તેનો ઉડાઉ ખર્ચ નિભાવતી હતી.

આ વખ્તે આપણા નામદાર સાહેબો પધાર્યાં. એટલે તેઓને જોઇ સોના સ્વસ્થ થઇ બેઠી થઇ; અને આવેલા મહેમાનોને સતકાર આપી સામે પડેલી ખુરસીયોપર બેસવા કહ્યું. કીશનજીને તેણી ઓળખતી હતી. પરંતુ તે સાથેના પુરૂષોને તેણી નહી ઓળખતી હોવાથી કીશનજીએ તેણીને ઇશારતયુક્ત ભાષ્યથી સમજાવી વાત લંબાવી "કેમ સોના કોન્સર્ટનો થાક હજી ઉતર્યો નથી કે ?"

"નહી જી કોન્સર્ટની થાક તો કાંઇ નથી પરંતુ આખો દીવસ છોકરીઓ સાથ માથુ ફોડવું પડે છે તેથી મગજ પાકી જાય છે. સાહેબ માસ્તરનું કામ કરવું કાંઇ સેહેલ નથી. અને એટલી મહેનત કરતાં પણ સ્કુલનો વડો મોઢુ જોઇને થપડ મારેછે. જુવોને આજકાલની ભામટી ચંદરેલ પેલી તારા આવીછે. તેના પર તો જાણે સેક્રેટરીના ચારે હાથ. થોડો જુલમ ? આજ બે વર્ષ થયાં હું થોડી મહેનત લેઇ નોકરી કરૂંછું ? ત્યારે આ માસથી મને સત્તર અને તેણીને પાંત્રીસ આપે છે.

મનમોહન—વારૂ તે તારા કોણછે ? આપ તેને ઓળખોછો કે ?

સોના—હાજી, તે માંડવી બંદર પાસેજ રહે છે તો વળી. કોન્સર્ટમાં પણ એને પહેલો નંબર અને પાછી આઠ દિવસ બાદ બીજી કોન્સર્ટમાં પણ એ પહેલીજ મરશે.

લાલુ—વાહ ! એનેજ પહેલો નબ્બર આપવો ઘટે છે. શું એની ખુબસુરતી છે ? ખરે મ્હારૂ દિલ તો તેને જોઇએ છે ત્યારનું તેણીની મુલા-

ક્ષત માટે વલખાં મારેછે.

સોના—અરે મોઇને એ ખુબસુરત હોતી, ધોળી ચામડી થઇ એ-ટલે ખુબસુરત થઇ ગઈ? રાંડ સુકી લાકડા જેવી જાણે જીવતી ડાકણ.

કીશનજીને આપસ્વાર્થ કાઢી લેવાનો હોવાથી તેણીની વાતને ટેકો આપ્યો એટલે તેણી પાછી ખીલી.

સોના—વળી કીશનજી શેઠ જાણો છો કે! રાંડ બેડસઇમાંથી તો જરા હાથ નથી કાડતી અને આવડી ગોટી એની મા જેવડી થઇ તોએ હજુ પરણી નથી; અને રાંડ રાત દિવસ સેક્રેટરીના ઘરમાં પડી રહેછે; અને તેને રાખીને બેઠીછે.

કીશનજી—સોના, જે વાત તમે તમારા દુશ્મન વિશે ઉપાડીછે તેને વિશેજ કાંઇ કહેવા અમારે અત્રે આવવું પડયુંછે આ આપણા મનમોહ-નદાસ તેણીપર શીદા થઇ ગયાછે; પરંતુ તેણી મનમોહનદાસને ચ્હાતી નથી. માટે તમારા તરફથી કાંઇ તેની ગોઠવણ થાય તો તેને કબજ કરી ઘરમાં ઘલાવીએ. આથી તમારી એક દુશ્મન ટળશે; અને વળી આપણા દોસ્તનું કામ થશે. તેમાં તમોને પણ રાજી કરવામાં આવશે.

સોના આ દુશ્મનપર કીન્નો લેવાનો આવેલો લાગ જોઇ તેમ પૈસા મળતા જોઇ લલચાઇ. આવેલા શિકારને નિચોવા તેણે નિશ્ચય કીધો; અને બોલી "આ કામ પાર પાડી આપું તો મને શું આપશો?"

કીશનજી—પાંનસો રૂપૈયા રોકડા અને એક ઝીકની કોર મુકેલી ઓ-ઝલીઆની કેસરી સાડી.

સોના—નાજી એટલે તો ન બને. તમે જાણતા નથી કે કામ ઘણું મુસ્કેલી ભરેલુંછે. તમે મારી મહેનત સામુ પણ જોતા નથી તો.

કીશનજી—જા, સાતસો પછે કાંઇ?

સોના—ના, હજુ મારૂ મન માનતુ નથી. રૂપૈયા પુરા કરો; અને અમારા પાડોશી પેલા ડૉક્ટર સાહેબના વહુજીના જેવી એક બીજી તેજ જાતની બહુરંગની સાડી અપાવો, મને તેનુ ઘણું મન છે.

કીશનજીએ મનમોહન સામું જોયું. મનમોહને ઇશારો કર્યો એટલે કીશનજીએ બે ઓઝલીઆની સાડીઓ તથા રૂપૈયા હજાર રોકડા કામ થએ આપવા કબુલ કર્યા અને બાના તરીકે રૂપૈયા પચાસની એક નોટ આપી.

પૈસો! પૈસો! એ કુતરાની ચાટ બરાબર છે. તે આજ છે ને કાલે નથી નાણાંની લાલચમાં લપટાઇ ને પ્રમાણીક પણાનો ભોગ આપવો એ

લાયક મનુષ્યનું કામ નથી. અશાસ્વત સુખોપભોગને સારૂ અનંતકાળનું સુખ બગાડવું વ્યાજબી નથી. અપ્રમાણીકપણે પૈસો પ્રાપ્ત કર્યો હોય તે દિર્ઘ કાળપર્યંત ટકી શકતો નથી—"

એક હજાર રૂપૈયા રોકડા અને પચાસ પચાસની બે મન પસંદ સાડીયો મળવાનું અને બાનામાં રૂ. ૫૦) રોકડા મળતા જોઈ સોના જેવી કુલટા સ્ત્રી લલચાઇ બીજાનું બુરૂ કરવા પગલાં ભરે એમાં કાંઇ નવાઇ નથી. તેણી ખુશ થઇ કીશનજીને કહ્યું. "કીશનજી શેઠ જો કે ઘણા દિવસ થયાં હું ને તેણી બોલતાં નથી, તોપણ મારે તેણીની સાથ બેલી પાછી દોસ્તી તાજી કરવાનું ડોળ કરવું પડશે.

મનમોહન—સોના મને ખાતરી છે કે તમે ગમે તેવું કારય નિર્વીઘ્ને પાર પાડી શકશોજ.

આ મનધાર્યો ઠરાવ થતાં તેઓ અત્રેથી ઉઠયા. અને રસ્તામાં વાતોના મોટામોટા ગપ્પા મારતા ચાલ્યા. તેમાં લાલુ બોલ્યો કે "કીશનજી શેઠ બધુ તો ખરૂ પરંતુ તેણીને ગાડીમાં નાખી આપણે કયાં લેઇ જવી ?"

કીશનજી—અરે ગાંડા એની શું ફીકર રાખે છે. મારો પરેલપરનો બંગલો કયાં ન્હાનો છે."

મનમોહન—હા, પરંતુ ત્યાં કોઇ આદમી નથી. ?

કીશનજી—મારી છોકરી અને એક ચિતારો તથા એક બે બુઢા ચાકરો છે તેમાં છોકરી અને ચિતારાને બે દિવસ વાલકેશ્વર જાફતે મોકલીશું એટલે પછી થયું.

આ વાત સર્વેને પસંદ આવતાં તેઓ ખુશી થતા થતા સૌ સૌને ઘેર ગયા.—.

---

## પ્રકરણ ૧૭ મું.

### એક ભયંકર ભેદ.

ફેરવી રૂપ દગાથી ફસાવી અરે નર અંતર ફોગટ ફૂલે  
છાની રહે નહી છેક હમેશ ખરેખરી વાત કદી પણ ખુલે  
ભોળવીએ ભરમાવી ભલે પણ ભોળપણે ફરીથી નહી ભુલે.  
કાગળ હાંડલી કોઇ કરે કદી એકજવાર ચડે પણ ચુલે ?

ક. દ. ડા.

એક ને એક ચિજપર વિચાર કર્યાથી માણસ પોતાની જીંદગી વધારે ખરાબ કરે છે—એક ઘસારાનો ઘા થાય છે—થોડાનુ ઘણું થાય છે

મશ્કરી અપમાનનુ રૂપ પકડે છે. નહાની ધારતી ભયંકર થાય છે; અને નાની માંદગીમાં તેનોજ વિચાર કરવાથી ભેજાપર અસર થઇને તે સારી થવાને બદલે મોત ઉપર જાય છે.—

વાર્તાનો નાયક રમણુલાલ કીશનજીને ત્યાં નોકર રહેવા આવ્યો; અને ભુતવખારનાં કંપાઉંડમાં દાખલ થતાં જે ઘરડા માળીને તેણે ગાંડા તરીકે ગણ્યો હતો—તેનુ હમેશને માટે અત્રે રહેવાનુ થવાથી ફુરસદની વખતે તે બાગમાં ફરવા જતાં—તેની એક બે વખત તેણે મુલાકાત લીધી હતી. જેથી તે માળીના બોલવા વિશે તેને ભારીશંકા ઉત્પન્ન થઇ; અને તે શંકાનું નિરાકરણુ કેવી રીતે કરવું એજ વિચારમાં તે રાત દિવસ હેરાંન થવા લાગ્યો.

એક તરફથી ફરજ એમ કહેતી હતી કે ભરમ ખુલ્લો કરવો જોઇએ; અને બીજી તરફથી પ્યાર કહેતો હતો કે ચંદાને ખાતર તે વાત ઉપર તારે ધ્યાંન આપવું જોઇએ નહી. અરે! પણુ તે પોતાના મગજને ઘણુંએ વારવા લાગ્યો; પરંતુ તેના અંતઃકરણમાંથી તે વૃદ્ધ બાગ રક્ષક ખસ્યોજ નહી આખર તેણે દ્રઢ વિચાર કીધો કે " જો હું બેચેની દુર કરવા ઇલાજ નહી લેઉં અને એ ભરમ શું છે. તેનો મારા દિલને સંતોષકારક ખુલાસો નહી કરૂં તો એને એ વિચારમાં તે માલીના જેવી મારી સ્થિતિ થશે; અને મારા મનના વિચારો તે ગાંડાપણુમાં હું લવે જઈશ, તો કીશન લાલજીના હાથમાંથી સહીસલામત છુટવું ભારી પડશે. માટે બને તો આજ રાત્રીએજ તેનો ખુલાસો મારે લેવો " એવો વિચાર કરી તે પોતાના કાર્યમાં ગુંથાવા લાગ્યો; પરંતુ જેનું ચિત્ત અસ્થિર, બીજે ઠેકાણે—તેનાથી કામ શી રીતે થાય? તેને ચેન નહી પડવાથી કંટાળી પાછો ચંદા વિશેના વિચારમાં તે ગુંથાયો. ચંદાને તે ઘણા પ્યારથી ચ્હાતો હતો; અને તેણીની વાતચીત તથા ચિકીત્સીક ગુણો જોતાં તેણી પણુ તેને ચ્હાતી હતી. જો કે ચંદાની અને તેની હાલની સ્થિતીમાં ઘણો તફાવત હતો તદપી તેના પ્યારમાં પડી તે સાથ લગ્ન કરી સંસાર સુખ ભોગવવાની તેણીને ઘણી આકાંક્ષા હતી.

રમણુ આ ઉપરના વિચારોમાં ઘેરાતો બાગની બારી તરફ બેઠો છે. એટલામાં એક બુઢ્ઢી પોણોસો વર્ષની ચાકરડી તેની પાસે રહી આમથી તેમ ફરવા લાગી. તેને જોઇ તે બોલ્યો " કેમ ચંપા કાકી શા વિચારમાં છો? ખુશી તો ખરાંને?"

" ભાઇ બળી અમારી ખુશી હવે તો પ્રભુ મોત આપે તોય સારૂં";

ચંપાએ નિશ્વાસ નાખતાં કહ્યું.

" કેમ વારૂ એમ બોલોછો. વળી તમારે શું દુઃખ પડયું છે?" રમણે આશ્ચર્યતાથી પુછ્યું.

" જુવોને ભાઇ દુખ પડે છે ત્યારે કાંઇ બાકીજ રહેતું નથી. આજ કેટલાંક વર્ષ થયાં મારા નાનેરાભાઇને ચિતભ્રમ થયો છે તે હજુ ઠેકાણેજ આવતો નથી. કહો વારૂ એથી તે વધારે શું દુઃખ હોય ? નથી ખાતો ! નથી પીતો ! અને એકને એક વાતપર ચિત લાગ્યું છે" ચંપાએ ગળગળીત કંઠે કહ્યું

ચંપાના આ જવાપપરથી તેનું ધ્યાન પેલા માળી તરફ પાછુ દોરાયું; અને આ તેની બ્હેન થાય છે. જેથી 'પોતાના પ્રયાસમાં તે એક ટેકારૂપ નીવડશે. તેણે હાવભાવથી મોટાં ભા કરી પુછવા માંડયું " કેમ વારૂ તે તમારા ભાઇને શું થયું છે; અને તે કાંદાડા'નુ ? "

ઘરડાં માણસ વાતોનાં બહુ રસિલાં હોય છે. તે મુજબ રમણે વાત લંબાવતાં ચંપા તેની પાસે આવી બેઠી; અને રડવા જેવું ડોળ કરી બોલી " જુવોને ભાઇ આજ ચાર પાંચ વર્ષ થયાં આ મકાનની પેલી હવડ જગ્યાની ફાંટમાં એ જુવે છે; અને ખુન ! લોહી ! બારી ! દિવો! એમને એમ જાણે કંઇ વળગણુ વળગ્યું હોય એમ બકયા કરે છે. "

" ચંપા કાકી એ તો વ્હેમ છે. એમ બકેથી કાંઇ બલા સમજાય ? ! રમણે વધુ વાત મેળવવા કહ્યું.

" કોણ જાણે બા ત્યારે કેમ હશે ! પણ મને તો એમ લાગે છે કે થોડા વરસ ઉપર એક કોઇ ભાટીયો અત્રે આવ્યો હતો, તેને લેઇ કંઇ કામ સારૂ કીશનજી શેઠ બત્તી લેઇ ભોંયરામાં ઉતર્યા હતા. ત્યારે તે જોતાં તે ભુત છે, એમ કદાચ તેને વ્હેમ આવ્યો હશે: અને ભાઇ ! તેજ દિવસથી તેનુ મગજ ખસ્યું છે ! જાણે તે આવેલ માણસેજ તેનું કલેજુ ખેંચી લીધુ ન હોય ! ! " ચંપાએ શંકા યુકત રીતે કહ્યું.

રમણ—તે માણસ કોણ હતો ?

ચંપા—બલાજાણે મહારી હું અને ચંદા બ્હેન એક દિવસ વૈશાગ માસમાં ગરમીના સબબથી બપોરે અંદરના હોલમાં હીંચકા ખાતાં બેઠાં હતાં; અને કીશનજી તેના મુનીમ લીમજી સાથે રસોડામાં જમવા બેઠા હતા. તે વખતે એક કોઇ ભાટીયો. " મારા રૂપૈયા પાછા આપો. એવી બુમ મારતો અત્રે આવેલો. કીશનજી શેઠે તેને અંદર બોલાવી ધીરજ આપી એટલે લીમજી મહેતા ઘેર જવાનો વખ્ત થવાથી રટેશનપર ગયા.

બાદ કીશનજી શેઠ તે આવેલ આદમીને લેઇ અંદર ગયા પછીથી હું તો કામ હોવાથી બહાર ગઇ, પછીથી શું થયું તે હું જાણુતી નથી. પરંતુ આવી ત્યારે શેઠ ગાંડા જેવા માલમ પડતા હતા. મેં એઓને બહુએ પુછયું પણ મને જરાએ જવાપ આપ્યો નહી.

ત્યારે શું તેજ દિવસથી તમારા ભાઇનું મગજ ખશી ગયું છે. ?" રમણે આતુરતાથી પુછયું.

" હા ભાઇ તેજ દિવસનો તે દિવાનો બન્યો છે " ચંપાએ દિલગીર થઇ કહ્યું.

રમણ—ચંપાકાકી તમે તો ભોળીયા માણસ છો. ભુતપ્રેતની વાતો અમારા જેવા સુધરેલાના મગજમાં અસર કરે નહી. પરંતુ હજારો ડાહ્યા વિદ્વાનો તે માને છે તો તે બદલ ખાતરી કરવાની મારી મરજી છે. વારૂ તે બાજુની કુંચીઓ કહોની પાસે રહે છે. ? " નહી બા તુ ખાલી છોકરમત ન કર. એમા સારૂ નહીં. અને કુંચીઓ પણ કીશનજી શેઠ પાસે રહે છે " ચંપાએ ડર બતાવતાં કહ્યું.

" ત્યારે ત્યાં કોઇ સાફ સુફ કરવા જતુ નથી ? " રમણે વધુ સમજવાની આશાએ પુછયું.

" ના ભાઇ ત્યાં શેઠ તીજોરી રાખે છે; અને ખાનગી ખતપત્રો પણ ત્યાંજ લખાયછે.—મુકાયછે; અને ત્યાં રખડતાં પડયાં રહે છે. જેથી તે પર મણ મણું ધુલના ઢગલા થાય તો પણ ત્યાં જવાનો કોઇને હુકમ નથી " ચંપાએ બેદરકાર ભરેલી રીતે કહ્યું.

ત્યારે ત્યાં જવાનો કોઇ બીજો રસ્તો નહી હોય ? " રમણે આતુરતાથી પુછયું.

" જોને ભાઇ આ બાગમાં થોડે દુર પેલા મોટા વડની ડાબી બાજુ ટેકરો છે, તેની નિચાણ પાસે એક બારી છે.—હું નહાની હતી ત્યારથી મને માલમ છે કે તેમાં રહી અંદર જવાય છે. પરંતુ તે જગા હવડ છે. જેને વિશે કીશનજી પણ અજાણ છે. પણ જોજે ભાઇ હોં મે આ વાત કહી તે હુજડાઇ કરી કોઇને કહેતો નહી હોં. નહી તો શેઠ જાણશે તો તને અને મને બેને હેરાન કરશે સમજયો ? ચંપાએ ધારતી બતાની કહ્યું.

" નાના ચંપાકાકી હું કાંઇ એવો બેવકુફ માણસ નથી. જો કે મને તે જોવાનુ ઘણું દિલ થાયછે; પરંતુ શેઠને વ્હેમ આવે એવું હું કદી કરૂ એવો નથી. અને એ દ્વાર પણ કયાંય પડયું હશે. અંધારે જતાં કદાચ ઝાડીમાં કાંઇ કરડે તો વળી જીવથી જઇએ માટે હું કાંઇ

એવો બેવકુફ નથી કે નકામી ઉદ્ધાતાઇ કરૂં " રમણે ચંપાને ટાડા દિધા.

" ત્યારે તો સારૂ બા હવે ડાહ્યો " ચંપાએ નિરાંતથી કહ્યું.

સંધ્યાકાળ થયો જેથી—દિવા કરવાનો વખત થવાથી ચંપા અત્રથી ઉઠી બંગલામાં ગઇ.

ચંદા આ વખત મકાનની અંદર કોઇ કાર્યમાં ગુંથાઇ હતી. તેણી બીચારીથી તેના ઘરનાં આદમીયોની લાજને લીધે રમણની રૂમમાં ઘડી ઘડી અવાતુ નહી; તોપણ તેણી દીવસમાં એક વખ્ત અત્રે આવી તેની મુખ મુદ્રાના દર્શન કરી નેત્ર દ્વેરાએ તેનો પવિત્ર પ્રેમ દર્શાવી જતી હતી.

જે વાતનો ખુલાસો મેળવવાની જરૂર હતી. તે બીજા પ્રયાસે મળી જવાથી રમણને ખાતરી થઇ કે કીશનજીએ કોઇનું ખુન કર્યું હોવું જોઇએ; અને તે આ માળીના જોવામાં આવવાથી તે એકદમ ચમકી દિવાનો બન્યો છે. માટે આજ રાત્રે પેલી ચંપાએ કીધેલી બારીએથી તેમાં દાખલ થઇ જોવું કે અંદર શું છે " આ ઠરાવ કરી રમણ જંબાનો વખત થતાં રસોડામાં ગયો. પણ ચિંતારૂપી ચિંતાગ્નીથી જેનો દીલ વ્યગ્ર બનેલાં હોવછે, તેને કશુએ ગમતુ નથી—જે ભ્રમણામાં તેનુ ચિત્ત રમણ કરી રહ્યું હોય. તેજ તરફ દિલ આકર્ષાય છે. જો કે ચંદા પણ આજ રશોડામાં તેની નજદીકજ બેઠી હતી, તદપી તેના અંતઃકરણમાં ઘર કરી બેઠેલ ભમતા ભૂતે આ વખત તેનો કસ્યો પણ દરકાર રાખવા નહી દેવાથી બોલ્યા ચાલ્યા શિવાય જેવું તેવું જમી પાછો તે પોતાની રૂમમાં જઇ વિચાર કરતો બેઠો. વિચારમાને વિચારમાં અગીયાર થયા. એટલે તે ઉઠયો બારણુ ઉઘાડયું અને ચારે તરફ નજર લગાવતાં સર્વ સુનકાર માલુમ પડયું. મકાનના તમામ આદમી નિદ્રા દેવીનાં સપાટામાં પુર્ણ રીતે સપડાએલાં માલમ પડયા. એટલે પાછો મકાનમાં આવી એક દિવાસળીનું બૉકસ તથા એક મીણબત્તી લેઇ પોતાના ખીસામાં મુકયું.

રાત્રી ગંભીર અને નિઃશબ્દ હતી. ચંદ્રના ઉદય વિના પૃથ્વી ભયંકર લાગતી હતી. ચોમેર અંધારૂ વ્યાપી રહ્યું હતું. તોપણ રમણની હિમ્મતે યત્કિચિંત પણ પાછાં પગલાં ભર્યાં નહી. અહા ! કેવું કઠોર હૃદય ? કે આવી અંધારી ભયંકર રાત્રીએ એવું ભયંકર સાહસ કર્મ કરવા કોઇ લશ્કરી અમલદાર પણ હામ ભીડી શકે નહી. ! !

તે ચંદાને ચ્હાતો હતો કે જેનો બાપ કીશન લવજી હતો. ચંદાનો પ્યાર તેના વિચારની વચ્ચે આવી તેને સમજાવતો કે રમણ એ કામ તુ પડતુ મુકય; પણ રમણે તેની સલાહ માની નહી. તેણે તો સત્ય શોધવા

નિશ્ચય કીધો; અને તે સંદેશો લાવનાર પ્યારને કહ્યું "હા. હું ચંદાને ચ્હાઉછું—મારા અંતઃકરણથી ચ્હાઉછું; અને તેણી પણ મને ચ્હાતી હશે. પણ એક વખત મારે જોવું જોઇએ કે તેનો બાપ ખુની છે કે મોટો દેવ છે! ભલે પછી ગમે તે હોશે. મને તેની દરકાર નથી પરંતુ આ દુનિયામાં મારી ફરજ છે કે અસત્યનો જેટલો બને તેટલો નાશ કરી સત્યને ઉજેશમાં લાવવું અને જો મને વ્હેમ છે તે મુજબ કદાચ હોય; તેની તપાસ ન થાય તો કીશન લવજી તે કામમાં ફાવી જઇ બીજી વખત પણ તેવાં કૃત્ય કરવાં ડરશે નહી. માટે મારે તે કામ કરનારને અટકાવવા તેની તપાસ કરવીજ જોઇએ. આ મુજબ ઠરાવ કરી આખર ચંદાના પ્યારને હરાવી તે તેના ઓરડામાંથી બ્હાર નીકળી પડયો.

રમણનો ઓરડો બીજા બધા ઓરડાઓ કરતાં અલગ અને છેવાડો હતો. જેથી આ વખત અગાડીનો દરવાજો કે જેને ફક્ત દોઢેક માથોડા જેટલો ઉંચો કીલ્લો હતો. તે કીલ્લો કુદી બ્હાર ગયો; એટલે તેને કાંઇ હરકત નડી નહી; અને ત્યાંથી તે નિયમીત જગાએ આવ્યો. બારી જોતાં તે ઘણા દિવસની હવડ પરંતુ થોડા દિવસ ઉપર જાણે કોઇએ ઉઘાડી હોય એમ માલમ પડી. તેને કાંઇ સાંકળ કે તાળું મારવાનું ન હતું. પરંતુ મરોડી કહાડી અંદર હાથ ઘાલી આગળો ખસેડી ઠેલવાથી તે ઉઘડતું હતું. રમણ તે ઉઘેડી અંદર ડાખલ થયો. સીધોને સીધો ગલીમાં રહી ઠેઠ અંદરની બાજુના આવેલા આજુબાજુના કીલ્લા પાસે તે ગયો. આ ગલી એકજ આદમી ચાલી શકે તેટલી પ્હોળી હતી; અને તે ફક્ત આ કીલ્લા સુધીજ હતી.

તે આગળ જતાં અટકયો. તેના મો પર જાળાં તથા હવડ જગાની માટી લાગવાથી તે આ વખત એક અદ્દભુત દેવજ બની રહ્યો હતો. તેણે બત્તી સળગાવી હતી, તેથી તે વતી જોતાં તેને એક બારણુ માલમ પડયું. પરંતુ તે બારણુ અદર તાળાં મારી મજબુત કરી લીધું હતું જેથી તે નિરાશ થયો. પરંતુ તેના પ્રયાસમાં તે સમુળગો નાહિમ્મત થયો નહિ, તે ઘણો ગુંગળાવા લાગ્યો; તોપણ તે દ્વાર સાથ ફરતા કીલ્લાની પ્રદક્ષણા કરવા લાગ્યો; એટલામાં ઇશાન ખુણે જતાં તેને એક બીજુ ન્હાનું દ્વાર માલમ પડયું; જે ઠેલતાંજ જાણે તેનેજ માટે કોઇએ ઉઘાડું મુકયું ન હોય! તેમ ઉઘડયું. તે આ વખતે ઇશ્વરનો પાડ માની અંદર ડાખલ થયો; અને અંદરખાનેથી પેલા પશ્ચીમ બાજુના દ્વાર તરફ પાછો ફર્યો. તો તેને ચાર મજબુત તાળાં મારેલાં જોયાં; અને થોડે દુર જોતાં એક પથ્થરની

સીડી જણાય તે સીડીની સામે દક્ષિણ તરફ તેણે એક દ્વાર જોયું; જે દ્વાર વાડીના કીલ્લા પાસે દક્ષણ તરફના ઉવડ ભાગપર જ્યાં પેલો ગાંડો માળી બેશી રહેતો હતો ત્યાં હતું. તે દ્વાર પણ મજબુત રીતે બંધ હતું પરંતુ તે ઉવડ હોવાથી અંદર ફાટયો પડી ગઇ હતી. તે સીડીપર ચડયો તો તેને એક દ્વાર દેખાયું. જે દ્વાર મજબુત રીતે બંધ હતું. જેથી તે પાછો ફર્યો; અને નીચે ઉતરી આજુબાજુ તપાસ કરી જોયું તો એક બાજુ કાંઇ ચકચકીત વસ્તુ તેને જણાઇ. નજીક જઇ જોતાં તે છરો હતો, તે તેણે ઉપાડયો; અને છેક છીંડીની ડાબી બાજુ તપાસવા લાગ્યો તો એક લોહીથી ખરડાએલો રૂમાલ તેને મળ્યો. આ ચીજો જોતાંજ રમણની નસોમાં લોહી ઉછળવા લાગ્યું. તેનો મગજ ફરવા લાગ્યો. નકી કોઇનું ખુન થયુંજ છે એવી ખાતરી કરી વિશેષ તપાસ કરતાં કાંઇ નહી માલમ પડવાથી તે આવેલ રસ્તેથી ઘણી સંભાળ સાથ પેલી ચીજો ખીસામાં સંતાડો બ્હાર નિસરી પોતાની ઓરડીમાં આવ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### રસિકલાલ ભણુશાળી.

શુદ્ધ સત્યતા કોઇ દી શ્યામ ન જરીએ જણાય,
અસત્યતાનો કુંભ કદી ટકે ન પૂર્ણ ભરાય.

ધૈર્યથી સંકટ ખમતો ભલો આદમી દુનિયાની એક મોટી વસ્તુ છે, અને તેથી પણ મોટામાં મોટી વસ્તુ એક ભલો આદમી તેવા આદમીને સંકટમાંથી છોડાવવા ધાય છે તે છે—ગોલ્ડ સ્મિથ.

જેમ એક ગુલાબ પોતાની જાતિ ખવાસમાંથી ખુશબો કાઢે છે; તેમ એક પરોપકાર બુદ્ધિના માણુસના દિલમાંથી સારા કામનીજ સુગંધી નીકળે છે. (જી, જો. જુ).

વાચકવૃંદને યાદ તો હશેજ કે જે મકાનમાં રાધા રહેતી હતી તે મકાન રસિકલાલ ભણુશાળીનું હતું. રસિકલાલ વ્યાપારાર્થે એડન ગએલ તે હાલ પાંચ સાત દિવસ થયાંજ અત્રે આવેલ છે. એક દિવસ ભાડુતોની ખાતાવહી તપાસતાં "રમણુલાલ કરશનદાસ ભાવનગરી" એ વાચી તેને પોતાના દોસ્ત મી. ભાવનગરીની—જેને પોતે એડન ઉપડતી વખતે કીશન લવજીની પેઢીએ રૂપૈયા પાછા લેવા મોકલ્યો હતો. જે નહી આવવાથી પોતાને એક દિવસ રોકાવું પડયું હતું તેની દોસ્તી પાછી યાદ આવી; અને તેનું પછી શું થયું તેને રૂપૈયા પાછા મળ્યા કે નહી—તે જાણવા

જીજ્ઞાસા થઇ. જેથી આ કોઇ તેના કુટુંબીયોમાંનુ હશે સમજી તેને બોલાવા ભૈયાને કહ્યું. ભૈયો રમણને બોલાવા ગયો પરંતુ તેતો અત્રે નહી હોવાથી તેની માએ કહ્યું. "ભાઇ એતો. આજ બે ત્રણ માસ થયાં નોકરી ઉપર રહે છે. તે ઘેર આવતાજ નથી માટે શું કામ છે તે કહો. મારાથી બને તેમ હોય તો હું આવું" ભૈયાએ તે પ્રમાણે જઇ શેઠને કહેતાં તેણે તેણીને આવવા કહ્યું. આથી રાધા બીચારી બ્હીતી બ્હીતી ઘણી સભ્યતા સાથ મર્યાદા ભરેલી રીતે નીચુ ઓડી રસિકલાલ પાસે આવી દુર બેઠી. જો કે તેણીએ સૌભાગ્યવંતી સ્ત્રીના જેવો તમામ શણુગાર રાખ્યો હતો. પરંતુ તે ઘણોજ સાદો અને શોક ભરેલો હતો. જેથી રસિકલાલ તેને રાંડેલા સમજી ખેદ યુકત થયો. પરંતુ તેણી તેજ ભાવનગરીની સ્ત્રી કે બીજાની તેની પ્રતિતી કરવા તેણે તેણીને પુછયું "બાઇ તમારા ધણીનું નામ શું કરશનદાસ છગીલદાસ ભાવનગરી ?"

"હા ભાઇ" આટલું બોલતાં આ દુખીયારી અબળાનું અંતઃકરણ ઘણુંજ ખેદયુકત થવા લાગ્યું; અને ચક્ષુમાંથી ધોધની માફક બાષ્પ બિંદુ વહેવા લાગ્યાં. રસિકલાલની ખાતરી થઇ કે તેણી તેજ ભાવનગરીની પત્નિ છે; અને તે ગુજરી જતાં તેના કુટુંબને આફતે ઘેરી લીધેલ હોવાથી તેઓ દુઃખના માર્યા અત્રે આવી રહેલ હોય એમ માલમ પડે છે. "વારૂ બહેન કરશનદાસભાઇ ગુજરી ગયાને કેટલું થયું અને તે શાથી ?" રસિકલાલે દિલગીરી દર્શાવતાં કહ્યું. "ભાઇ મારા અને મારા છોકરાના કમનસિબે અમારી એડન ઉપરની વખારમાં આગ લાગવાથી તેઓ ત્યાં જવા અત્રેથી ઉપડી ગયા; અને અડધે રસ્તે બોટ ડુબવાથી તેઓ ગત થયા જેને આજ પાંચ વર્ષ થઇ જવા આવ્યાં" આટલું કહેતાં રાધાની ચક્ષુમાંથી અશ્રુ નીસરી પડયા.

રસિક—બ્હેન ગભરાવ નહી—જોકે તમારી વાત સાંભળી મ્હારૂં અંતઃકરણ ઘણુંજ ખિન્ન થાયછે. કારણ કરશનદાસ મારા પુરા મિત્ર હતા પરંતુ તમો જે વાત કહો છો તેમાં મને કાંઇ શંકા ઉત્પન્ન થાય છે. તે એજ કે—હા, આગબોટ ડુબી એ વાત ખરી પરંતુ જે દિવસે મી. કરશનદાસ બોટપર ચડવા આવ્યા. તે દિવસે તેઓને મોઢેથી કીશન લવજીની પેઢી ઉપર એક લાખ રૂપૈયા મુકી આવ્યો છું. તે વાત સાભળતા મે તે શાહુકારની ત્રીજોરીનું તળીયું માલમ પડયું છે. તેનું પેપરમાં આવેલ હોવાથી એ રૂપૈયા પાછા લેવા તેઓને મે તે શાહુકારને ત્યાં મોકલેલા; અને તેઓ તે રૂપૈયા પાછા લેઇ આવે તેટલો વખત રાહ જોવા મે તેમને

કહેલું. તેઓ સાયંકાળ થઇ તોપણ આવ્યા નહી, આથી મને તેમનો સંગાથ છોડી જાવું દુરસ્ત નહી લાગતાં હું ખાસ તેઓને માટેજ રહ્યો; અને બીજા દિવસના દસ વાગતા સુધી વરસાદની પેઠે તેઓની મે રાહ જોઇ પરંતુ તેઓ બીજે દિવસ પણ નહી આવવાથી હું તે દિવસે ઉપડનાર— સ્ટીમર "યમુના" માં બેસી એડન ગયો. મારા સુભાગ્યે તે "કુમુદ બાંધવ" સ્ટીમરમાંથી હું કરશનદાસભાઇને માટેજ ઉતર્યો. ખરેખર કરશનદાસભાઇજ મારો જાન બચાવનાર તરીકે નીપજ્યા. "કુમુદ બાંધવ" અધવચ રસ્તામાંજ અકસ્માત થતાં ભાંગી ગઇ; જેમાં બેઠેલા હજારો ઉતારૂઓનો જાન નિમીશ માત્રમાં જતો રહ્યો. જેમાંના એકનો હજુ પત્તો નથી. પરંતુ તમો કહો છો કે આગબોટ ડુબવાથી તેમાં ગત થયા તે કઇ આગબોટ ? એડન ઉપડનાર આગબોટોમાં આજ દસ વર્ષ થયાં એક "કુમુદ બાંધવ" શિવાય એકે જોખમમાં આવી નથી; અને જે જોખમમાં આવી છે તેમાં મી. ભાવનગરી બેઠાજ નથી એ હું નિશ્ચયથી કહું છું; નહી તો તેમને સારૂ મને શામાટે રોકાવું પડતે ?

"શું ત્યારે, ભાઇ તેઓ ગુમ થએલી આગબોટમાં નહોતા ? રાધાએ અધીરી બની પુછ્યું.

રસિક—ના, બ્હેન, નહીજ. અને બેશક આ વિચાર મને તે દિવસનો આવેલ કે તે રૂપૈયાનુ પછી શું થયું.

રસિકલાલને મોઢે આ વાત સાંભળી રાધા બહોશ થઇ—ધયહિન થઇ—ગઇ. તેને વાત કરવાની હાંમ રહી નહી; અને મોટો નિશ્વાસ નાખી અફસોસ કરવા લાગી કે "અરે ! રે ! પ્રભુ ! ત્યારે તેઓ ક્યાં હશે. ?! શું ગજબ ?! અને શો જુલમ ?! હે ભાઇ ત્યારે મારે હવે શું કરવું ? ક્યાં ખોળ કરવી ? શું તેઓ કીશનજીના ભોગ થઇ કદી ન પડ્યા હોય ! શું ત્યારે તે દુષ્ટે તેઓને મારી તો ન નાખ્યા હોય ?!" રાધા અશ્રુપાત કરતી ગભરાએલી અવસ્થામાં બબડવા લાગી.

રસિક—બ્હેન તે કેમ મનાય ? કીશન લવજી જોકે તંગીમાં આવી પડયો હોય તદપી મુંબઇનો તે મશહુર શરાફ છે. તેનાથી તેવું કાર્ય બનેજ કેમ ! અને કદાચ ત્યાંથી આવતાં રસ્તામાં કાંઇ અકસ્માત થયો હોયતો !

રાધા—અરે ભાઇ તમે એ લુચ્ચા કીશનજીનું તો નામ લેશોજના. તમે તેને હજુ ઓળખતા નથી. એ સખ્સ માણસ મારતાં જરાએ ડરે તેવો નથી. તેનું હૃદય ઘાતકી છે; અને આપના કહેવા મુજબ તેમ ન થયું હોય; અને રસ્તામાં કાંઇ થયું હોય, તો તે માલમ પડયા વિના

રહે ? ! અરે ભાઇ ! તમારા ભાઇ એવા તો કાબેલ છે કે પાતાળ ફોડીને પણ ગમે તે વિઘ્નમાં આવી પડયા છતાં અમારી ખબર લેવા ચુકે નહી: અરે ! ઇશ્વર ! પણ હવે કેમ થાય ? અને કયાં તપાસ કરવી. ! ! અરે આ-કૃત તેં તો હવે અમારાપર દુખના ડુંગરો ઉભા કરી અમને પાયમાલીના શિખરે ચડાવી દીધાં છે.

"બેન, ગભરાઓ નહી તમે મારી ધર્મની બ્હેન છો; અને તેઓની તપાસ કરવા જે કાંઇ મારાથી બનશે, તે હું તન, મન, અને ધનથી મદદ આપીશ. માટે હાલ શાંત થાઓ ગભરાએ કાંઇ બને નહી, જુઓ મુશ્કેલીથી જ્યારે આપણે ડરીએ છીએ, ત્યારેજ તે આપણી મુલાકાત લે છે. માટે કોઇપણ વાતે ઉતાવળાં ન થતાં ધીરજથી આપણે તેઓની ભાળ માટે પગલાં ભરવાં જોઇએ જુવો વિદ્વાનો પણ કહી ગયા છે કે—નેકીના ઘોડા ઉપર નિતીનો સાજ નાખી; ઉદ્યોગની લગામ નાખી ધીરજના પેંગડાં પ્હેરી, હાથમાં ખંતની ચાબુક સાથે જે કોઇ સ્વારી કરેછે તે ગમે તેવો વિકટમાં વિકટ રસ્તો પણ નિર્વીઘ્ને પણ પસાર કરી શકેછે—માટે હાલ કેવી રીતે પગલાં ભરવાં તેનો નિશ્ચય કરવો જોઇએ. કે જેથી આપણે આગળ વધી શકીએ" રસિકલાલે રાધાને ધીરજ આપી કહ્યું.

રસિકલાલના બોધથી તેમ તે પોતાનો મદદગાર છે સમજી રાધાં ધીરી પડી અને શાંતતાથી બોલી "ભાઇ તેઓ જ્યારે તમારી પાસે આગબોટ પર આવ્યા ત્યારે કાંઇ એવું કહેતા હતા કે કીશનજી અમારી પાસે અ-મુક રકમ માગે છે."

રસિક—ખોટું, તદન ખોટુ—તેઓએ એક લાખ રૂપૈયા મુકી આ-વ્યો છું; અને તેની આ રસિદ લાવ્યોછું—એમ કહી મને તે રસિદ પણ બતાવી હતી. "ત્યારે અમારા ઉપર રૂપીઆ ચાળીસ હજારનું કરજ બતાવી અમારૂ સુરતનું ઘરબાર કબજે કીધું તે દસ્તાવેજ તો ખોટો જ કેમ"? રાધાએ આતુરતાથી પુછી કીશનજીએ વીતાડેલી તમામ હકીકત તેને કહી સંભળાવી.

રસિક—અલબત મારા ધારવા પ્રમાણે તો તે દસ્તાવેજ ખોટોજ હોવો જોઇએ.

રાધા—ત્યારે હવે આપણે કેવી રીતે પગલાં ભરવાં જોઇએ ?

રસિક—જુવો બ્હેન. પ્રથમતો એજ કે કરશનદાસ આગબોટમાં બેઠા જ નથી એ નિશ્ચય સમજવું. ત્યારે હવે કીશનજીની પેઢીએ તેઓ ગયા હતા કે નહી; અને ગયા હતા તો ત્યાંથી કયારે પાછા વળ્યા એ

જાણવું જોઇએ; અને તે ખાતમી કીશનજી લવજીના વડા મુનીમને પુછ-વાથી માલમ પડી આવશે. માટે ચાલો આપણે તેના મુનીમને મળવા તેની દુકાને જઇએ.

રાધા—હા ભાઇ ચાલો ત્યારે.

આ ઠરાવ થતાં રસિકલાલ અને રાધા ગાડીમાં બેશી કીશન લ-વજીની પેઢીપર ગયા.

આ પેઢી ઉપર આ વખત કીશન લવજીનો મુખો મહેતા લીમજી-લાલકાકા—ખાતાવ્હીના પાંના તપાસતો બેઠો હતો. રસિકલાલ અને રા-ધાને દુકાનમાં આવતાં જોઇ તે આશ્ચર્યચકિત તો થયો પરંતુ બીજાજમાં તણાઇ તેઓ નજીક આવે ત્યાં સુધી આંખ આડા કાન કરી ખાતાવહીનાં પાંના ફેરવતોજ બેઠો. એટલામાં તેઓએ દુકાનમાં પ્રવેશ કર્યો. અને ર-સિકલાલે પ્રશ્ન કર્યો—"મી. કીશનજી શેઠના વડા મુનીમ તમેજ છો કે?"

"હાજી છીએ તો ખરા" લાલકાકાએ કઇડાગીમાંજ જવાપ દીધો.

રસિક—વારૂ અમોને પુછવાની જરૂર છે કે, આશરે પાંચ વર્ષ ઉપર આ પેઢી ઉપર કાંઇ ઉથલપાથલ થઇ હતી તે તમને યાદ છે? "યાદ નહી હોય તો યાદ કરી શકીશું ખરા બોલો તમારે શું કામ છે" લા-લકાકાએ દમામથી કહ્યું.

"પાંચમા વર્ષની તા. ૨૫ મી જુલાઇના રોજ એક કરશનદાસ ભાવનગરી નામનો વ્યાપારી આ પેઢીપર એક લાખ રૂપૈયા વ્યાજે મુ-કી ગયો હતો તે તમને યાદ છે?" રસિકલાલે પુછ્યું.

"હાજી તે વાત હજુ મારા દિલમાં તાજીજ છે. પરંતુ તે તો અ-ત્રેથી રૂપૈયા તુરત પાછા લઇ ગયો હતો. કારણુ તેને કોઇએ ભમાવ્યો હતો. અને રૂપૈયા મળતાં તે તુરત અત્રેથી વિદાય થયો હતો" લાલકા-કા આ મનુષ્યોને મોઢે ભાવનગરીનું નામ સાંભળવાથી તેના બણી ટીકી ટીકીને જોતાં બોલ્યા.

"ત્યારે તે તેનાં નાણાં પાછાં લેઇ ગયો." રસિકલાલે પુછ્યું.

"કીશનજી શેઠ તો તેમ કહેતા હતા" લાલકાકાએ શેઠને માથે હોરાડતાં કહ્યું.

"તમે કહી શકો છો કે તે નાણાં પાછાં લેઇ ગયો હતો? રસિ-કલાલે લાઇકાતથી પૂછ્યું.

"મારા મહેરબાંન કાંઇ કાન બાન ઘરાણે મુકી આવ્યા છો કે કે-મ? સાંભળતા નથી? ભૂત વખારના બંગલેથી હું ઘેર જવા જે વખતે

સ્ટેશનપર ગયો તે વખતે મી. ભાવનગરી ત્યાં હતો. ભોગજોગે ટ્રેન ચુકવાથી હું પાછો આવ્યો ત્યારે શેઠે કહ્યું ભાવનગરી નાણાં પાછાં લેઇ ગયો. કારણ તે વખતે તેને નાણાં ન મળતે તો તે એડન ઉપડનાર સ્ટીમરમાં જતો રહી જતે." લાલકાકાએ વાત ફેરવા કહ્યું.

"રહી જાત શું ? રહી ગયો! તે દિવસે ,અને બીજે દિવસે દસ વાગે ઉપડનાર સ્ટીમરમાં મળી બંને ટ્રેનમાં તે આવ્યોજ નથી. હવે વધુ બેડસાઇ રહેવા દેઇ ધ્યાન આપો. તમો એક વખત કહી ચુકયા છો કે શુત વખારના મકાનમાં જણાવેલી તારીખે મી. ભાવનગરી નાણાં લેવા આવ્યો તે તમે જોયો હતો. હવે મુદ્દાના સવાલ માત્ર બેજ રહ્યા. તે એક:- હકદાર ધણીને તેના નાણાં પાછાં આપવામાં આવ્યાં કે નહી; અને બીજો સવાલ મી. ભાવનગરી ત્યાંથી સહી સલામત જવા પામ્યો કે નહી ? !" રસિકલાલે દમ બીડાવી કહ્યું.

ખુંધા લાલકાકા આરોપદાર આદમીની છટાથી ચોંકયો; અને પાપ ફુટવા માંડયું સમજી થરથર ધ્રુજવા લાગ્યા. તેણે જાણ્યું હવે કાયદેસર કામ ચાલવાનો વખત આવ્યો અને એમ થાય તો કીશનજીની હયાતીના દિવસ હવે આંગળીના ટેરવાપર ગણાઇ રહ્યાજ સમજવા " તોપણ શેઠની કાંઇક નિરદોષતા જણાવતાં કહ્યું—" ભલા માણુસ ત્યારે શું તમે એમ ધારો છો કે અમારા શેઠ એકલાખ રૂપૈયા જેવી નજીવી રકમ માટે કોઇનું ખુન કરે ? શું તેની પાસે નાણાંની ખોટ હતી ? તો બા ! તો બા ! શિ દુનિયા છે ! !

" હા જો કે અહુણાં કીશનજી પાસે લાખો રૂપીયા છે; પરંતુ તે વખતે તેની ત્રીજોરીનું તળીયું માલમ પડયું હતું. ત્યારે શું તે ગાબડુ કરશનદાસ ભાવનગરીના નાણાથી પુરી લીધું હોય એમ માંનવાને શું કારણ નથા ? રસિકલાલે ઉલટપાલટ તપાસથી પૂછ્યું.

" દુનિયા દોરંગી છે. તેને મોઢે કાંઇ તાળુ દેવાય છે. તે તો ગમે તેમ બોલે માટે તેમ કેમ મનાય ? માફ કરો સાહેબ. હવે મારો મગજ ફરે છે. અમે કાઇ તમારા વ્યાપારીને જોયો નથી " લાલકાકાએ બેપરવાઇથી કહ્યું.

" ઠીક છે મહેતાજી હાલતો જવાપ નહી દેવાય. પરંતુ જ્યારે કોર્ટમાં કેસ ચાલશે અને કાયદેસર ઉલટપાલટ તપાસ થશે. પુરાવા રજુ કરવામાં આવશે ત્યારે તમે પુરતો જવાપ આપશો. મને ખબર છે કે તમે બહુ પહોંચેલી માયા છો. પરંતુ હવે પાપ પ્રસિદ્ધ થવા લાગ્યું છે. હું હ

મણાં જઇ પોલીસને ખબર આપું છું. મુંબઇની પોલીસ ચાર દિવસમાં મી. ભાવનગરીનો પત્તો મેળવી આપશે !" રસિકલાલે ખુબ દમ ભીડાવી કહ્યું. રસિકલાલના આ દમથી તો લાલકાકાનાં હાંઝાં ગગડી ગયાં. વાત ફુટશે; અને મદદગાર ખપીશું; જેથી અલગ રેહેવામાંજ સારૂં છે. સમજી નમ્રતાથી કહ્યું—"મુરબ્બી શેઠ તમે તો જોયાના જોયા-શિવાય મારા જેવા વૃદ્ધ આદમીને એકદમ દમજ ભરાવા માંડયો. પરંતુ તમને મદદ કરવી હું દુરસ્ત ધારૂં છું માટે કાંઇ પત્તો લાગે તો કયાં લખી જણાવું.?"

રસિક—"કરશનદાસ છબીલદાસ ભાવનગરીની ધણીયાણી. બાપ દેવ સ્ટ્રીટ ઘર નંબર ૧૩૫ બ્હારકોટ મુબઇ.

લાલકાકા—વારૂ સાહેબ.

રસિકલાલ અને રાધા ઘર તરફ પાછાં ફર્યાં. તેઓએ કીશન લવજીની પેઢીપર હવે ચાંપતા ઉપાયો લેવા નિશ્ચય કર્યો. પરંતુ તે અગાઉ તેના મહેતાને હાથમાં લેવો તેઓએ દુરસ્ત ધાર્યું. અને તેણે ખબર મળે લખવાનું કહ્યું. તે લખે છે કે નહી તેની થોડા દિવસ રાહ જોવા ઠરાવ કર્યો. અને રાધાએ આ તમામ વૃતાંતનો રમણુ જે પરેલપર નોકરછે તેને પત્ર લખી જણાવ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

### ખુનનો શક.

ચિંતાથી ચતુરાઇ ઘટે રૂપ ગુણ ઉડ જાય,
ચિંતા બડી અભાગણી, લોહી માંસકુ ખાય.
(તુલસીદાસ)

ચિંતારૂપી ચિતાગ્નિથી જેનાં ચિત હમેશ બળ્યા કરેછે તેના શરીરના અવયવ ચેતન રહીત જણાય તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

નાયક રમણુલાલ જ્યારથી ભોંયરામાંથી છરો અને રૂમાલ લાવ્યો ત્યારથી તેને ભારી શંકા ઉત્પન્ન થઇ; અને તે શંકાએ તેના શરીરના અવયવ ચેતન રહીત કરી નાંખ્યા. તે મકાનમાં બત્તી સળગાવી તે લાવેલ લોહીથી ખરડાએલ છરો અને રૂમાલ જોતો બેઠો; અને બબડવા લાગ્યો કે "માળીની વાત ખોટી તો નહીજ. નક્કી કીશન લવજીએ ખુન કર્યુંછે. અને તેણે તે થતાં જોયુંછે. નહી તો ત્યાં આ રકતપા છરો શો ?! ન્હાય તેમ હોય, પરંતુ ખુન થયું છે એ વાત તો સાબેત. ત્યારે મારે હવે શો ઉપાય લેવો ? પોલીસમાં જાહેર કરવું ? ના ના, તેમ તો નહીજ

કરવું. કારણ ચંદા મને ધીઃકારશે. અહા ! તેણી બીચારીએ મારાપર દયા લાવી મને રખડતો રઝળતો ઠેકાણે પાડયો. તેને શું દગો દેવો ?! નહી, તેમ કદી મારાથી થવાનું નથી; અને આમાં તેણીનો શો વાંક ? કાંઇજ નહી. અને કદાચીત પોલીસમાં જાહેર કરૂં તો તેણીએ તેના બાપ પાશે હઠ કરી મને રખાવ્યો, તે વિશે તેણીને થોડો પશ્ચાતાપ થાય ? અરે મને કેવો નિમકહરામ ગણે ?! છટ છટ, કીશનજી ખુન કરેજ નહી. મારૂં મગજ પણ પેલા વૃદ્ધ માળીની માફક ખશી ગએલું માલમ પડેછે." એમ વિચાર કરી તે થોડો વખ્ત સ્તબ્ધ બન્યો અને ચંદાને ખાતર મન સાથ સમજુતી કરવા લાગ્યો. પરંતુ નિરર્થક ! ખરી બીના તેનું મગજ ફોલી ખાવા લાગી; અને છુપી રીતે કુદરત પોતે પણ તેને ઉશ્કેરવા કચાશ રાખતી નહી હોવાથી પાછો તે ઉશ્કેરાયો; અને મન સાથ બબડવા લાગ્યો " ત્યારે શું મારે આ અઘોર કર્મ છાનું રાખવું ? ઉજેસમાં નહી લાવવું? રમણ તારી ભુલછે. આ દુનિયામાં મનુષ્યની ફરજ છે કે નેકીના કામ કરવા અને બદીનો નાશ કરવો. માટે અલબત કીશનજી ખુનીજ છે અને તેના કરપીણ કામ બદલ મારે પોલીસને ખબર આપવીજ જોઇએ. ચંદા મારાપર ગુસ્સે થશે તો ભલે તેણીની મરજી—મારૂ નસિબ—પણ નહી. મારાથી આ અઘોરકર્મ છુપુ રાખી શકાયજ નહી. પરમેશ્વરનો ગુન્હેગાર થાઉં અને થઇ રહ્યું. મારે હવે અત્રે નોકરી પણ કરવી નથી—એવો વિચાર કરી તેણે પોતાના સામાનનારાત્રીએ ને રાત્રીએ કોથળા બાંધ્યા અને તેપર શીલ કર્યાં. અને ચંદાની તેનાપર માયા ભરેલી વર્તણુંકના ઉપકાર સાથ રાજીનામું લખી તે અંદર પેલા પેક કીધેલા કોથળા પોતાને ત્યાં મોકલાવી દેવાનું જણાવી તે એક ટેબલપર મુક્યું. અને પ્રાતઃકાળ થતાં ચંદાથી છાનામાના નિસરી પડવાનો ઇરાદો કર્યો. એટલામાં અરૂણ સારથીએ આવી સૂર્યોદય થવાના સમાચાર આપ્યા. કે ઝટ તે સામાનના કોથળા સાંજ પડતા મુકી આ મકાનમાંથી ચંદાને જોયા શિવાય બિમુખ થયો. ( એ ઇરાદો કે જો તેણીને જોઇશ તો તેનો પ્રેમ મારા કાર્યમાં ખલેલ કરશે. ) તે ત્યાંથી ચાલી સ્ટેશનપર ગયો. અત્રે ટ્રેન આવવાનો વિલંબ હોવાથી તેને યાદ આવતાં તે પોષ્ટ ઑફીસમાં ગયો. પોસ્ટ માસ્તર તેનો ફ્રેન્ડ હતો; અને રમણે અત્રે બનાવટી નામ રાખેલ હોવાથી તેની મા બહેનના તેના અશલ નામપર આવતા પત્રો તે તેને ખાનગી રીતે પહોચાડતો હતો. આ વખ્તે તે પોષ્ટ ઑફીસમાં જતાંજ માસ્તરે તેના નામનું એક બીડેલું કવર આપ્યું. જે લેઇ—કદાચ કાંઇ આફત તો

નહી હોય! સમજી—ધ્રુજતે હાથે અને થરથરતે અંતઃકરણે તે ફાડી વાંચવા લાગ્યો. તે વાંચતાંવાર તેના હોશ કોશ ઉડી ગયા! આ પત્ર રસિકલાલ ભણશાળી મળ્યા પછી રાધાએ લખ્યું હતું તેજ હતું.

આણી બાજુ ચાકર નાસ્તો કરવા રમણને બોલાવા આવ્યો પરંતુ તેને હોલમાં જોયો નહી તથા સામાન સર્વ પેક કીધેલો દેખી તે એકદમ ચંદા પાસે દોડી ગયો; અને તેને આ બીના કહી. ચંદા આ વાત સાંભળાતાંજ એકદમ અધીરી બની ગઇ; અને દોડતી રમણની ઓરડીમાં આવી. આજુ બાજુ નજર લંબાવતાં સર્વ સામાન પેક કીધેલો તથા ટેબલપર એક પત્ર મુકેલો જોયો. ઝટ તે પત્ર લેઈ વાંચતાં સાથ તેણી નિરાશાના સમુદ્રમાં છોળ્યો ખાવા લાગી. પ્રેમિનાં વિયોગમાં તેનું અંતઃકરણ છેદાવા લાગ્યું. તેણી એક કોચપર માથે હાથ દેઇ અફસોસ કરવા લાગી "અરે સુંદરજી! સુંદરજી! તને આ શું સુઝ્યુ?! અરે તું ગયો તો ગયો. પરંતુ મને મળીને તો જવું તું. શું તને કોઇએ કાંઇ કહ્યું? અથવા તો તારૂ દિલ કોઇએ દુઃખાવા માંડયું? કે તું એકદમ આમ સાહસ કરી મારાથી વિમુખ થયો?! અરે! તારે જો આમજ કરવું હતે તો અત્રે આવવુંજ નહોતું. અરે! તું કેવો નિર્દય?! તારી જુદાઇથી મારી હાલત કેવી થશે. તેનો તને જરાપણ વિચાર ન આવ્યો?! અરે સુંદરજી! સુંદરજી! તારા પ્યાર અને મહોબતની ભરતીના જોસમાં હું તણાઇ જાઉંછું; અને જો તું પાછો નહી આવે તો તારા વિગોગમાં દરપળે દુઃખના ખડગ સાથ અથડાઇ મરવાની ધાસ્તીમાં આવી પડીછું. અરે! આ તોફાની તારા વિયોગરૂપી દરીયામાં ડુબતી મને તારા શિવાય કોણ ખેંચી લેશે?! અરે! તું પાછો આવ્ય, અને જે તીર તેં તારી મ્હોબતની કમાનમાંથી છોડી મારા જીગરને વિંધી નાંખ્યું છે તે તીર પાછો કહાડી; મને આરામ કરી તારા દર્શનનો લાભ આપી સદા ખુશાલીના બાગમાં બેસાડ. અરે! આ ત્હારૂ રાજીનામું અને તેમાં સમાવેલા હૃદયમર્મચ્છીદ વચનો મારૂ અંતઃકરણ ભેદી નાંખે છે. તારી મ્હોબતનો અગ્ની મને ઉભીને ઉભી બાળી મુકે છે. અરે! તે તું આવી બુઝાવશે નહી તો હું ખચીત બળી મરીશ!" આ પ્રમાણે રમણના વિયોગમાં ઝુરતી આ યોવન સંપન્ન મુગ્ધા બાળા ચંદા અત્રેથી પોતાના હોલમાં ગઇ. તેણી અંતકરણમાં ઘણુંજ આક્રંદ કરવા લાગી. નાસ્તો ન લીધો; અને જમવાનો ટાઇમ થતાં જમી પણ નહી, અને માથું દુઃખવાને નીમીશે વિયોગના વન્હીથી બળતી અને અશ્રુપાત કરતી તેણી બીછાનાપર પડી રહી.

આણી બાજુ રમણના હાથમાં તેની જનેતાનું પત્ર આવતાં તેની આજ સુધીની શંકાઓ હવે તેના અંતઃકરણમાં મજબુત પાયો નાંખી ઘર કરી બેઠી. વૈશાગ માસમાં એક સખ્સ કીશન લવજીને ત્યાં આવેલો; અને તેને લેઇ કીશનજી અંદર ગએલો પરંતુ તેની સાથેના સખ્સને બહાર નિસરતાં જોએ નહોતો. એવું ચંપાએ કહ્યું હતું તે સખ્સ બીજો કોઇ નહી પરંતુ મારો બાપ કરશનદાસ ભાવનગરીજ હોવો જોઈએ; અને તેનો અત્યાર સુધી પત્તો નહીં લાગવાનું કારણ કીશન લવજીએ તેનું; ખુન કર્યું હોવું જોઇએ.

આ પત્ર વાંચી તેણે ભુતવખારમાં પાછા જવાનો ઠરાવ કર્યો. આ પત્રની બીનાથી; અને ભુતવખારમાં થએલા રમખાણ—ચમત્કારથી તેનુ મગજ અત્યંત ભ્રમીત વિચારોથી ઘોળાવા લાગ્યું. તેના નેત્ર તેને દેત્ર ચક્ષુ સમાન દિસવા લાગ્યાં; અને નજર આગળ ખુન લોહી! છરો! રૂમાલ! વીગેરે જોવા લાગ્યો. લથડતે પગે; અને ધ્રુજતે અંતઃકરણે તે કોઇ જાણે નહી તેવી રીતે તેની રૂમમાં ડાખલ થયો અને હવે શું ઉપચાર કરવા—શિ રીતે કાર્ય પાર પાડવું એજ વિચારમાં તે તર્કવિતર્ક દોડાવા લાગ્યો. એટલામાં તેને એક વાત યાદ આવતાં તે ઉઠયો; અને પેક કીધેલા કોથળા છોડી તેમાંથી એક વસ્તુ કાઢી તે બદીયાંનમાં છુપાવી બ્હાર નિસરી પડયો.

---

## પ્રકરણ ૨૦ મું.

### છબીની સાક્ષિ.

મનુષ્ય સાક્ષીરૂપ નિવડવા, છબી તેનું હથીયાર,
સો વર્ષે જો કદી મળે, ઓળખતાં નહી વાર.

રમણ કયાં ગયો ?

કીશન લવજી જે દિવસે રાધાને સુરત મુકામે ન્યુસપેપર વંચાવા ગયો હતો તે દિવસે રાધા બેભાન થતાં કબાટ ઉઘાડી ખતપત્રો સાથે જે ત્રણ તસવીરો તે લેઇ ગયો હતો તે તસવીરોમાંથી એક તેના ખાનગી કબાટમાંથી ચંદા પોતાના હોલમાં ટાંગવા ઉપાડી લાવેલી, કામ પ્રસંગે રમણનું ત્યાં જવુ થતાં તેણે પોતાના બાપની તસવીર જોઇ કાંઇક બ્હાનાથી તેણી પાસે તેણે લીધેલી તે તસવીર આજ તેને યાદ આવતાંજ તે લેઇ—પેલા વૃદ્ધ બાગવાન પાસે તે આવ્યો. બાગ રક્ષક તેને જોઇ

બોલ્યો "આવ મ્હારા દોહ આવ, તું બહુ ભલોસે, નિમક હલાલસે કીશનજી લુચ્ચો—ખુનિશે. !—"

રમણ તેની નજીક જઇ તેને ધૈર્ય આપી બોલ્યો બુઢા મનુષ્ય તું આમ ખોટા વિચારમાં કર્ય. વારૂ જો ગારે એક તારી મદદ જોઇએ છીએ. બોલ્ય આ છબીવાળાને તું ઓળખે છે ?"

વૃદ્ધ બાગવાન પ્રથમ તો આ ફોટાને તાકી તાકીને જોવા લાગ્યો બાદ બોલ્યો "છોકરા તું એમ કેહેશે કે આને તુ ઓળખેસે ? અરે ! પણ એજ મારો દોહ જેને હું રાત દન ઝંખુ છું તેનેજ રાત દન જ્યાં ત્યાં દેખુસું. અરે ! પણ હાય ! એજ તે બીચારનુજ ખુન ! શેઠ ખરાબા ઓ પરણુ ! તોબા ! તોબા ! " એટલું બોલી તે અશ્રુપાત કરવા લાગ્યો.

નાયક રમણલાલ માળીના આ શબ્દોચ્ચાર સાંભળી એકદમ મુર્છા ગત થયો—ધરણીપર લગી પડયો છબી એક બાજુ, અને પોતે એક બાજુ પડયો. મોમાં ધુળ ભરાઇ ગઇ. કેટલીક વારે શુધ્ધિમાં આવતાં તે સ્વસ્થ થયો. આ વખ્ત તેના પિતાનુ ખુનાજ ફકત તેની દ્રષ્ટિ સમક્ષ આવી ઉભુ રહેવા લાગ્યું.

જેમ તેમ કરી અત્રેથી ઉઠી પેલી તસવીર ખીસામાં મુકી; અને હવે શું કરવું એમ વિચાર કરતો તે પોતાના હોલમા આવી એક કેચપર પડયો.

ચાકર બીજી વખત તેની ભાળ કાઢવા આવ્યો.તો તેને કોચપર પડેલો જોઇ તે ચંદા પાસે દોડી ગયો; અને કહેવા લાગ્યો, બ્હેન સુંદરજી તો લુગડાં બુટ સુધ્ધાં ઉંધુ માથુ ઘાલી કોચપર પડયો છે."

આ સાંભળી ચંદા એકદમ તેને જોવા સ્વસ્થ થઇ. જો કે અંદર ખાનેથી તેઓના દિલ મળતાં હતાં તદપી એકદમ તેની પાસે જતાં કોઇ દેખેતો અમર્યાદ સમજશે લાગી તેમ છતાં પણ આખેર પ્યાર છુપાવવા બનતુ કરી એક ઘરમાં રહેલા સખ્સને રહેમથી જોવા પુરતુ ડોળ કરી તેણી ચંપાને લેઇ તેના હોલમાં ગઇ.

દર્દીની હાલત આ વખત વિકાળ બની ગઇ હતી. તે પેલા વૃધ્ધ બાગ રક્ષકની માફક લવારો કરતો હતો. આ જોઇ ચંદા ગભરાઇ; અને એક ચાકરને ડાકટરને તેડી લાવવા મોકલ્યો.

કોને ચટપટી થાય !? કોના દિલમાં લાગણી થાય ? તેને જે પ્રાણથી અધિક વ્હાલુ હોય તેના દીલમાં. તેની પ્રણુતી ચંદા શિવાય તેનુ અત્રે કોઇ અંતઃકરણનુ વ્હાલું નહી હોવાથી તેણીજ બીચારી

તેની સારવારમાં રોકાઇ, પરતું પોતે રમણુને ચ્હાય છે એવું માઇને માલમ ન પડે માટે તેણી જે કામ કરતી તે ઘણીજ સંભાળથી અને પરોપકારાર્થ બતાવી કરતી હતી. આ વખ્તે ચંપાને કંઇ કામે ગોકલી અને બીજી કોઇ નીકટ નહી હોવાથી તેણી વિચાર સુન્ન થઇ સ્વપ્નાવસ્થા રૂપે વિચાર કરવા લાગી. અહા! સુંદરજી ઘણોજ આત્મ કૌશલ્યતાવાંન છે; અને તે ખાનદાન કુટુંબનુ ફરજન છે એવું ભાગ્યેજ કોઇ જાણતુ હશે આવો સદ્ગુણ સંપન્ય ભર્થાર હું ખોઇ બેસુ તો આથી તે વળી બીજો પ્રભુ મને કેવો મેળવી આપનાર છે?! અરે અમારા અંતરયાઇ પ્રેમ વિશે કોઇને શંકા ઉત્પન્ન થતી હશે?! ભલે થાય એમાં શું! જગતને મોડે કાંઇ તાળુ દેવાય?! પરંતુ સત્યને કદી પણ આંચ લાગતી નથી. હું પવિત્ર છું તેમ સુંદરજી પ્રતિ મારો પ્રેમ પણ પવિત્ર છે. તેમ તેવોજ તેનો છે. તો પછી આખુ જગત જખ મારે છે. અરે! પણ એની આ અવદશા કયારે દુર થશે?! પ્રભૂ દીનદયાળ મ્હારાપર રહેમ લાવી એને જલદીથી સારો કરો." આમ પ્રેમાવેષના વિચારમાં ચંદા સજડ લુબ્ધ બની બેઠી છે એટલામાં ડોકટરને લઇ ચાકર તે હૉલમાં દાખલ થયો.

"આશાએ મનુષ્યનો પ્રાધાન્ય જીવનોપાય છે" ચંદાએ ડોકટરને આવતો જોઇ તેને દુર લેઇ જઇ કાંનમાં કહ્યું "કાંઇ ધાસ્તી જેવું હોય તો મને જણાવજો."

ડોકટરે દરદીની નાડ બરાબર તપાસી ચંદાને કહ્યું. "કેસ ઘણો ધાસ્તી ભરેલો છે. મારા ધારવા પ્રમાણે શરદી અને ભીનાશમાં ફરવાથી આ ઉપદ્રવ થએલો માલુમ પડે છે; અને લવારો પણ જબરો છે મને લાગે છે કે કોઇએ કંઇ ભુત પ્રેતની વાતો તેને કહીયો હોય અને તે તેના મગજમાં ભરાઇ રહેલી હોવી જોઇએ."

ચંદા—નાજી સુંદરજી કાંઇ એવો વ્હેમી નથી કે તે ભુત પ્રેતની વાતો માને, કારણ તે કેળવણી લીધેલ અને હુંશિયાર છે.

"અરે ઘેલાં! એવી વાત સાથ કેળવણીને સંબંધજ કયાં છે. ચોપડીઓ વાંચવાથી કાંઇ નબળા મગજપર એક ચીજની અસર થતી અટકે? ડોકટરે હુશિયારી દેખાડતાં કહ્યું.

"ત્યારે ધાસ્તી તો ખરી કેમ?" કષ્ટ અને નિરાશાથી ગ્લાની પામેલે મુખાર્વીંદ ચંદાએ કહ્યુ. "હાજી તેની સંભાળ રાખજો. ભેજાના તાવના દરદીયો બારીવાટેથી પડતુ મુકે, માથુ ફોડે, ફાંસો ખાય સમજ્યાં?! માટે તેની આગળ તો જાપતો રાખવો જોઇએ" ડોકટરે કહ્યુ.

" ત્યારે કોઇ સરજનની એમાં જરૂર પડે તો બોલાવજો. તેની કાંઇ હરકત નથી " અધિરાઇથી ચંદાએ કહ્યું. " નાજી એમ તો અમે કાંઇ હજામ છીએ; અને વખતે તેની જરૂર પડશે તો થઇ રહેશે. પરંતુ હાલ તો હું દિવસમાં બે ત્રણ વખત તપાસ લેઇ જઇશ. " ડૉકટરે ફી લેતાં કહ્યું.

ડૉકટર દવા આપી ગયો. પરંતુ તેના અભીપ્રાયથી ચંદાનું શરીર નિઃસત્વ બની ગયું. તેણી થરથર ધ્રૂજવા લાગી. તેના સજળ લોચનમાંથી બાષ્પ બિંદુઓ ધોધની પેઠ વ્હેવા લાગ્યાં. તેની આશા નિરાશાની અણી પર આવવાથી તેણીનું હૃદય સિથિલ થઇ ગયું—તેણી પાંણી પાંણી થઇ ગઇ; અને કંપીત હૃદયે એક પુરી હાય મારી કોચપર પડી—મુર્છાગત થઇ. ચાકરોએ તેના કુસુમ કલીકા સમ—પણ હાલ નિરાશાની વ્યથાથી મ્લાંન બનેલાં—મુખાર્વિંદપર ગુલાબ જળ છાંટયું. જેથી કેટલીકવારે તેણી શુદ્ધિમાં આવી; એટલે તેણીએ આ સર્વ બીના જણાવા તેના બાપને મુંબઇ તાર કર્યો. તાર વાંચતાજ કીશનજી અલ્પ સમયમાં અત્રે આવી ઉભો રહ્યો ચંદાએ તેને રમણના મંદવાડની ખબર કીધી.

તારાને કોઇપણ બ્હાને પોતાના પંજામાં લાવી—સપડાવા કીશનજીએ જે સોના નામની બ્રાહ્મણીને અગાડી કહ્યું હતું પરંતુ તેણી પ્રતિ આ દુષ્ટાચાર મંડળીનુ કાંઇપણ ટટુ નભી શકતું નહી. અને તેને તે ખટપટમાં ઘણો સમય નીસરી ગયો.

અને આજે પણ મી. કીશનજી એજ ખટપટમાં રોકાંણો હતો અને એમાંથી તાર આવતાં નજીવા કારણસર પોતાને અહીં આવવું પડયું સમજવાથી તે ચંદાપર ગુસ્સે થયો; અને બોલ્યો ચંદી તું કેવી બેવકુફ! તારા ચિતારાને જરા તાવ આવ્યો એટલામાં તેં મને તાર કર્યો; અને તે પણ એવો સખ્ત કે જાણે કોઇ બાપ કાકો મરી જતો ન હોય ?! કેવી ફુજડાઈ; અને આમ બ્હાવરી કેમ બની છે ?

" પીતાજી ડૉકટર કહી ગયો કે સુંદરજીની બીમારી ઘણી સખત છે; અને આપણા બંગલાની ઉત્તર બાજુના ભાગમાં ભૂત પ્રેત છે વીગેરેની કોઇ ચાકરે તેને વાત કરવાથી તેને જબરી અસર થએલી માલમ પડેછે; અને ઓરડામાં પડયો પડયો ખુન થયું ! છરો માર્યો ! એમને એમ કહ્યા કરેછે. તે તે શું કહેવાય ? ચંદાએ આશ્ચર્યતાથી પુછયું.

ચંદાને મોઢેથી " ખુન " શબ્દો નિસરવા સાથ કીશનજી ચમકયો. જુની વાત યાદ આવતાં તે ફીકો પડી ગયો. જાણે પોતે ખુનિ ન હોય!

અને હાલજ જાણે પોતે ખુન ન કર્યું હોય તેવું તેનું ડોળ દિસવા લાગ્યું. ચંદાના પ્રશ્નનો પ્રત્યુતર તે નહી આપી શકતાં ઉલટો ગભરાએલો માલમ પડવા લાગ્યો.

“ બાપાજી તમે કંપીત હૃદયના માલમ પડોછો ? અને ગભરાઓછો કેમ ? મહેરબાની કરીને કહો કે તેમ થવાનું કારણ શું ” ચંદાએ આશ્ચર્યતાથી પુછ્યું.

કીશનજીએ બોલવાની તજવીજ કીધી પરંતુ જુબાન હલાવા પુરતી તેનામાં શકિત આવીજ નહી. તેના કરેલા કૃત તેની સનમુખ આવી ઉભા રહ્યા. આખર તે શુદ્ધિમાં આવી ઘણીજ મુસ્કેલીથી બોલ્યો. “ કાંઇ નહી બેટા એ તો મને કોઇ કોઇ વખત ધુજારી છુટેછે, પરંતુ ચાલ સુંદરજીને કેમ છે તે જોઇએ.” એટલું બોલી કીશનજી ચંદા પાસેથી અખાડા કરી જઈ સુંદરજીની રૂમમાં ગયો.

ચંદા તેની પછવાડે તેને નિહાળતી—વિચાર કરતી ઉભી રહી; અને બબડવા લાગી કે “ ખરેખર માંન ન માંન પણ આજ કાંઇ પાછો આ મકાનમાં ચમતકાર છે. કારણ જે કોઇ બોલેછે તે ભેદ ભરેલુંજ માલમ પડે છે. ચાર પાંચ વર્ષપર પેલો કોઇ આદમી આવ્યો હતો—અને તેને લેઇ બાપાજી ભુત વખારમાં ગયા હતા અને જેવા બન્યા હતા તેવાંજ ચિન્હ કાંઇક આજે પણ લાગેછે. પ્રભુ સત્યને સ્હાય કરો ! ! !

---

## પ્રકરણ ૨૧ મું.

## દુશ્મનનો છોકરો.

ભાવિ ભમાવિ ભુલવે, ભાંખે સુદ્ધ અસુદ્ધ,
વિનાશ કાળે થાયછે, સૌની વિપરીત બુદ્ધ.

કીશનજી રમણના ઓરડામાં ગયો; અને તેને ધારી ધારીને કેટલોક વખત સુધી જોઇ વિચાર કરવા લાગ્યો. કે “ આ સુંદરજી કોણ હશે ? અને એને મારી વાત કોણે કહી હશે. ? અહા ! આટલે દિવસે પાછી એ વાત તાજી થવાનુ શું કારણ ? ભોંયરાનાં બારણાપરતો મજબુત તાળાં માર્યાં છે. ત્યારે હવે મારે કરવું શું ? ” એમને એમ દિલસોજી કરતાં તેનુ હૃદય કંપવા લાગ્યું. છાતી ધ્રુજવા લાગી. તેના પગ અને હાથ ઠંડાગાર થઇ ગયા. પાછો તે ધૈર્ય લાવી રમણ સામું જોવા લાગ્યો. એટલે કોઇ વખત તેને જોયો હોય એવું દિસવા લાગ્યું પરંતુ કયાં અને કયારે તેની તેને સ્મરણ શક્તિ રહી નહી. આ વખત ચંપા તેની પાસે સારવાર કર-

તી બેઠી હતી; અને ચંદા એક બારણાની ફાટમાંથી જોતી બીજા હોલમાં ઉભી હતી.

"હજુ તે ગાંડુ ઘેલુ લવેછે કે ઓછુ છે." ! કીશનજીએ ચંપાને પુચ્છયું.

"હા શેઠજી, બહુ બકેછે પણ અઙણું જરા મુગો રહ્યો છે" ચંપાએ ડોળથી કહ્યું.

"પરમેશ્વર એને જલદી સારો કરે" કીશનજીએ દિલગીરી ભરેલે હ્હેરે કહ્યું.

"હાજી પેલા મ્હારા ભાઈની મીશાલે પેલા બંધ ઓરડા ભણી જોયછે; અને ખુન, લોહી, છરો ? એવું એવું બકે જાયછે; અને આપનું નામ દેછે" ચંપાએ કહ્યું.

"એનું કાંઇ નહી. જેના દિલમાં અસર થઇ તે ગમે તેમ બકે જાય કોઇ ચાકરે ત્હારા ભાઇની પેડે એને ભમાવેલો લાગેછે" કીશનજીએ ચંપાને કહ્યું.

"હાજી એમજ માલમ પડેછે" ચંપાએ કહ્યું.

આ વાત ચાલે છે એટલામાં રમણ જાગ્યો; અને કીશનજીને જોઇ તેના સામી લાલચોળ આંખ્યો કરી. વિકાળ મુખચર્યાએ બોલ્યો. "કીશનજી—લુચ્ચા, ચોર દગલબાજ ખુની ! મારા બાપનુ ખુન કરનાર ! મારો તેને ખુબ મારો ! !" એટલુ બોલી તે તેનાપર તલપ મારતાં પછાડ ખાઇ જમીનપર પડયો.

જોયું શેઠજી આમને આમ કર્યા કરે છે !" ચંપાએ કીશનજીને કહ્યું.

"ચંપા, તેમાં કાંઇ નવાઇ જેવું નથી. એક વખત કાચા દિલમાં વાત ઠસી તો પછી ગમે તેમ લવ્યાજ કરાય; અને આજકાલના ઉછળતી વયનાં યુવાનીયાઓ તેઓના કાચા દિલથી અરેબીયન નાઇટસ જેવી વાતો વાંચી તે વાતો અંતઃકરણમાં ચોટવાથી જાણે તેમાંનો પાર્ટ પોતે જ બજવતા ન હોય તેમ તેઓ દિવાનાની માફક થઇ જઇ કામ—ધંધો કરતા અટકે છે. મેં એવા કાચા દિલના છોકરાઓ ઘણા જોયા છે. આજ આમ બોલેછે ને કાલે વળી શુંય બોલશે. માટે તેથી શું ? પણ ચંપા, તેની સંભાળ રાખજે તેની પાસેથી ખશિષ નહી. જા તુ જમી ન હોયતો જમી આવ ત્યાં સુધી હું અત્રે થોભુછું" કીશનજીએ પોતાના વિચાર છુપાવતાં ચંપાને કહ્યું.

" ના શેઠજી તમે શું કામ તસ્દી લ્યોછો ? હું હાલ બેઠી છું પછી જઇશ. " શેઠને સારૂ લગાડવા ચંપાએ કહ્યું.

" ના ના જા જમીને વહેલી આવ " કીશનજીએ કહ્યું બીચારા રમણ વિશે ખરેખર અત્રે લાગવાનું કોને ? એક બીચારી ચંદાને તેના પ્રયણ બદલ અને કીશનજીને તેનો દુશ્મન પેદા થયો તે બદલ તેમાં બીચારી ચંપાને શું ? તે શું કરવા હાથ મારવો ચુકે ? કીશનજીએ બીજી વખત કહેતાં વેતજ તેણી ઝટ ઉઠી જવા ગઇ.

કીશનજી રમણને નિહાળતો તથા તેની હાલતપર ખ્યાલ કરતો એક ખુરશીપર બેઠો છે. એટલામાં પાછો રમણ જાગ્યો અને તેના સામો ઉછાળો મારી બોલ્યો " કીશનજી ખુની ? પાપી મારો "

રમણના આ શબ્દોચાર સાંભળી પાછો કીશનજી ચમકયો. આ વખતે ટેબલપર પહેલા એક રૂમાલપર તેની નજર પડી તે ઉપાડી જોતાં તેમાં કાંઇ બાંધેલું માલમ પડયું તે છોડી જોતાં તેમાંથી એક ફોટો અને એક કવર તેને મળ્યું તે ફોટો બીજા કોઇનો નહી પણ તે કરશનદાસ ભાવનગરીનોજ હતો જે રમણ હવે પેલા વૃધ્ધ બાગવાંન માળીને બતાવી ખાત્રી કરી આવ્યો હતો. કીશનજી તે જોતાંજ એકીદમ ચમકી ઉભો થયો અને વિચારવા લાગ્યો કે સુરત મુકામેથી હું આ ફોટો લઇ આવેલો અને તે મારી ખાંનગી રૂમની કબાટમાં ઘણી સંભાળથી મુકેલો તે આજ સુંદરજીની પાસે કયાંથી ! એને કોને આપ્યો હશે ? ! " એમ થોડો વખત વિચારનાં વમળમાં ગોથાં ખાવા લાગ્યો વળી તે કાગળ વાંચતાંજ તેના હોશ કોશ ઉડી ગયા. તેના હોઠ સુકાઇ ગયા. તેને આ સૃષ્ટી એક સ્વપ્ના માફક લાગવા લાગી. તેની ખાતરી થઇ કે સુંદરજી એ ખરૂ નામ નહિ પણ રમણનું ધારણ કોધેલું નામ છે. બાકી ખરૂ નામતે રમણ છે; અને તે પેલી કરશનદાસ ભાવનગરીની ધણીયાંણી રાધાનોજ છોકરો થાય છે ! જેણીએ આ કાગળ તેના ફરજન ઉપર લખેલો સાફ માલમ પડે છે. હાય ! હવે શું કરવું, દુશ્મનોનું વાદળુ એકાએક મારી આસપાસ ફરી વળ્યું છે; અને હું નથી જાણતો કે કીયા બારે સીતમનો હવે મારાપર વર્ષાદ આવશે. ! હવે મને બચવાનું બારૂ સુઝતુ નથી. અરે મે દુષ્ટ છોકરીની હઠ માંની દુષ્મનના છોકરાને ઘરમાં રાખ્યો. તેથી આ સીતમ આવી અરે ! હું કેવો બેવકુફ ! એવી રીતે પસ્તાવાનો કીડો તેના કલેજામાં પેદા થયો. પાછો તે ધૈર્ય લાવી જરા વિચાર કરી બોલ્યો. " અરે ! ખેર ! હવે ફીકર કરવી સારી નહી. કારણ હાવી નંજીવી બા*

ખતપર હાંમ હારી જવું એ બીચકારાનું કામ છે. આમેય હું દુષ્મનોથી ઘેરાયો તો ખરો ત્યારે હવે પુરૂં કરૂં. કરશનદાસ ભાવનગરીના કુટુંબમાં લોહીની રંગીન નદીયો વહેતી કરૂં. અને કીન્નાથી ખરડાએલા મારા હાથ તેમાં ધોઉં. હવે શા માટે બાકો રાખું ? પાપમાં વધુ ગીરફતાર થાઉં. આ દુષ્ટને આજ અને કાલે તારાને ઉરાડું; અને રાધાને જરાવાર્મા રડવડતી કરી તાબે કરૂં. તોજ હું ખરો. પછે તેના કુટુંબની કોણ દાદ કે ફરીયાદ લેનાર છે. મે જોતાંને વાર જાણ્યું કે તેને મે કંઇ જોયો છે. તે એજ કે ફક્ત તેની તસવીર. જે હું સુરતથી ઉપાડી લાવ્યો હતો તેજ એ છોકરો. હવે ભરમ ખુલ્લો થયો પણ તેને ખુન કેમ માલમ પડયું. ?! તે વિશે હજુ શક રહેછે. શું એણે કંઇ તપાસ કરી હશે. ?! અગર તપાસ કરવાર્થેજ શું તે અત્રે નોકર રહ્યો હશે ? નહી નહી એમ ન હોય, કારણ તેની આનુ કાગળ તો હાલ બે ત્રણ દિવસનું તાજુછે; અને અંદર લખે છે કે આજ રોજ ખબર કાડતાં માલમ પડેછે. ત્યારે બે ત્રણ દિવસ થયાંજ આ વાતનો પત્તો લાગેલો માલમ પડેછે. અરે ! એઓએ શું પત્તો મેળવ્યો હશે ?! શાથી મળ્યો હશે ?! અરે ! કોઇ આદમીએ એ કૃત કરતાં મને જોયો હશે ?! નહી ! નહી ! તે વખતે તો કોઇ નહોતું. અને લીમજી પણ પછી આવ્યો હતો. જેને મે દાદ ન આપતાં સમજાવી કાડયો હતો જેથી તે પણ એમાંનું કશું જાણતો નથી. ત્યારે કેમ અને શાથી ખબર પડે. નહી, નહી એતો કદાચ અગરથુ તેણીએ લખ્યું હશે; અને કદાચ ખરૂ હશે તોપણ શું ? હવે માથે સંકટ આવી પડતાં ફીકર કરી ડરવું એ નામર્દનું કામછે; અને એમ ગભરાએથી કદાચ મ્હારૂંજ મગજ ખસી જાયતો પંચાત; અને દુષ્મનો આજુબાજુ હલ્લો કરી રહ્યા છે જેથી હવે મારે સ્થીર થઇ બેસી રહેવું ન જોઇએ, અને દમમાં દમ છે ત્યાં સુધી પાછા હઠવુંજ નહી. ભલે પછી ફાસીએ જાઊં તોપણ શું ?" આમ કીશનજી પોતાના મન-રાજના તરંગમાં ગુંચવાના લાગ્યો. એટલામાં ચંપા આવી એટલે તે બોલ્યો "ચંપા હવે આંની સંભાળ રાખજે કંઇ ઉઠી જવા દેઇશ નહી; અને તેને આરામ થાય ત્યાં સુધી હું પણ હાંજ રહેવાનો છું. કેમ તને કંઇ રાત્રીએ ઉંઘ બુંઘ આવેછે કે !

"જી, જરા ડોલું આવતાં એક ચાયનો પ્યાલો ચઢાવુંછું." ચંપાએ બ્હાદુરીથી કહ્યું.

"ગાંડી ચાહા કરતાં કાફી સારી તે પીધા કરજે અને હું રાત્રીએ મારો પ્યાલો થશે તે વખત તને પણ મોકલાવીશ." કીશનજીએ કપટ-ચર્યાની ગોઠવણમાં કહ્યું.

"વારૂ શેઠજી તમારૂ ભલું થાઓ અમે ગરીબપર રહેમ રાખો છો તો પ્રભુ તમારૂ કલ્યાણ કરશે." ચંપાએ સ્વાર્થવસ્ય થતાં કહ્યું.

કીશનજી હવે રમણને ઠેર કરવાના વિચારમાં ગુંથાયો. તેણે કલ્પના કરી કે જો એકદમ મારી નાખું તો જુરીના અભિપ્રાયથી હું ખુની ઠરૂં. માટે દવામાં ઝેર નાખી કંઇક ગોઠવણ ઉતારૂં કે માલમ ના પડે, અને તેને માટે મારા દોસ્ત ડોકટર ભોદલજીને ઘેર જાઉં કે જે મારી પ્રાણ પ્યારી ધનકોરનો પ્યારનો એક લરસી ભાગીયો થાય છે. અરે! પરંતુ તે તો હાલ તેની ત્રીજી બૈરી ગુજરતાં મારી છોકરી ચંદ્રા સાથ પરણવા તેણે માગુ કરેલું અને તેણીના ના કહેવાથી મે તેને ના કહ્યું છે તેથી રીસાણો છે તો તે મારા કાર્યમાં કેમ મદદ આપશે?! અને એના સીવાય આ કામમાં કોઇ મદદ કરે તેવો બીજો કોઇ નથી. ખેર ચાલો જે થાય તે ખરૂં. આખર રૂપૈયાથી નહી બને તો ચંદ્રા તેની સાથ પરણાવવા કબુલ થઇશું. પરંતુ તે આ કાર્યમાં દીલ દેઇ મદદ તો કરશે." આમ વિચારી આ સ્વાર્થી પીતાએ પોતાની છોકરીનો સ્વાર્થ ડુબાવા ડાકટર ભોદલજી જેવા નિચને ઘેર પગલાં ભર્યા.

---

## પ્રકરણ ૨૨ મું.

### ડાકટર ભોદલજી.

---

લાલચમાં લપટાઇને કરે, દુષ્ટ કૃત્ય જેહ;
આખર બહુ પસ્તાયછે, પ્રસિદ્ધ થાતાં તેહ.

જેમ સમુદ્ર મોટી મોટી નદીયોથી પણ ધરાતો નથી, તેમ લાલચુ માણસની લાલચ મોટો લાભ થયો હોય તોપણ ઘટતી નથી. લાલચમાં લપટાઇ સારા માણસ પણ નિચ કૃત્ય કરવા ડરતા નથી.

ડાકટર ભોદલજી ભાટીયા કોમનો એક યુનાની હકીમ હતો, તે પોતાની દુકાન મચ્છી બજાર પાસે એક ગલીમાં રાખતો હતો. આ હોસ્પીટલ ઘેલાં-દર્દી આદમીને સાજા કરવાની નહી, પરંતુ સાજા આદમીને ઘેલાં બનાવાની હતી. કારણ આજકાલ એલ. એમ. એન્ડ એસ. ની પદ્દીવાળા ગલીએ ગલીએ બલકે ઘેરઘેર પસરાઇ ગયા હતા. તો મી. ભોદલજી જેવા યુનાનીનું આ મુંબઇ શહેરમાં ટકુ શું ચાલે?! જેથી તે આ ધંધો આદરી બેઠો હતો. લુચ્ચા, લફંગા, ચોટા, છીનાળવાનો તે સરદાર હતો,

અને આપણા કીશન લવજી જેવાનો—કે જેનાથી કેટલાક આદમીયોને ખરાબ કરવાર્થે હજારો રૂપૈયા આજ સુધી મળેલા તેનો—તે ખેરખાહ દોસ્ત હતો. કીશનજી થોડા દિવસ થયાંજ અત્રે નહી આવતો હતો કે જે નહી આવવાનું કારણ તેની છોકરીનું મીગણું મી. ભોદલજીએ કરવા છતાં તે ભોદલજીને આપી નહી શકવાથી ભોદલજીની ખતરાજી થઇ હતી તે હતું.

મી. ભોદલજીની દુકાન અને તેની પછવાડે આવેલા તેના દર્દીયોને રાખવાના મકાનનો દેખાવ તરેવાર અને તે એક સરકારી જેલના જેવો હતો અને તેમાં આવેલી દરેક ઓરડીમાં જુદી જુદી જાતના દરેક દર્દીયો—કે જે દર્દીયોમાં ઘણુંકરીને ઘણાજ જોખમ ભરેલા અથવા દુનિઆએ તજી દીધેલા કમનસીબ બંધવાઓનો ઘણો ભાગ હતો.

ડાકટર ભોદલજીની ચાલ ચલગત વિશે વાંચનારને ઉપર ઇશારો કરી સમજાવ્યાછે. એટલે તે વિશે વધુ કહેવાની કાંઇ જરૂર નથી પરંતુ એટલું તો જણાવવું જરૂરનું છે કે આ મુંબઇ નગરીમાં જે કાંઇ પાપ થતું હતું તે પાપી કામોની આ ઇસ્પીતાલ એક જનરલ શાખા હતી. તે ઇસ્પીતાલમાં એક બાજુ દર્દી આદમીયોને રાખવામાં આવતા તથા બીજી બાજુ દિવાનાઓ—કે જેને માટે કેટલાઓના તરફથી આવતી મોટી મોટી રકમ માટે તેઓને અંદરજ પુરી રાખવામાં આવતા તે હતા.

કીશન લવજી આ મકાનમાં દાખલ થયો. આ વખત ડાકટર સાહેબ નવરાજ હતા. તેથી કીશનજી તેને પ્રાઇવેટ રૂમમાં લેઇ જઇ બધી બીનાથી જાણ કીધી. ડાકટરે તેનું અગાડીનું માગણું સ્વીકારવા કહ્યું. કીશનજીએ તેને ઘણાં નાણાં આપવા માંડયાં, પણ તે તો બોલ્યો કે " તારા પરતાપથી મને નાણાંની ખોટ નથી પરંતુ તારી" પુર્ણીમાના ચાંદ જેવા મુખની છોકરી સાથ મારા લગ્ન કરવા ખુશી હોય તો હું આ કામમાં હાથ ઘાલું. " ડાકટરના આવા જવાબથી કીશનજી ફાવ્યો નહી અને આખર તેનું માગણું કબુલ રાખી તે બદલ તેના કહેવા મુજબ એક દસ્તાવેજ કરી આપ્યો. આથી મી. ભોદલજી હરખાયા, અને એકોનાઇટ નામની (Acconite) ઝેરી દવાની નાની શીશી તેને આપતાં કહ્યું " આ શીશીની અંદરથી તેની દવામાં બે બે ચાર ચાર ટીપાં નાખી બે ત્રણ દીવસ તેમ કરી દવા પાવાથી બે ત્રણ દિવસમાં બેડો પાર પછે કંઇ ? પણ સંભાળથી કામ લેજો. કોઇ જાણે નહી.

કીશનજી—વાર મહેરબાની આપની સાહેબજી !

ભોદલજી—હા પધારો પણ મને ખબર આપતા રહેજો.

કીશનજી—વારૂ. એમ કહી કીશનજી મતલબ સરતાં ચાલ્યો અને ડાકટર ધાર્યું થતાં ખુબ ફુલાવા લાગ્યો.

## પ્રકરણ ૨૩ મું.

## પ્રાણહારક શીશી.

બીજા જનનું બગાડવા, બુદ્ધિથી કરે કામ;
સરે કારજ કહો કેમ અરે! જેને રાખે રામ!

બદકામ બજાવનારાઓને તેમ છુપી મસલત કરનારાઓને ખુની કહીએ તો ચાલે કારણ "જમ" પણ પોતાનું બુરૂ કામ છુપી રીતે કરેછે. એવું કામ કરનારાઓને તેઓના દિલની ધાસ્તીજ કહી આપેછે કે તેઓના કૃત્ય આખરે તેઓનેજ સપડાવી દેવાનાં.

( જી. જો. જુ. )

બપોર અને સાંજનો વખત એક અણસારામાં ચાલ્યો ગયો; અને જોત જોતામાં દિવસે સૂર્યના તાપથી તપી ગયેલું આકાશ તારાના છંટકાવથી અત્યંત શિતળ બની રહ્યું હતું. આ વખત કીશનજી પેલી લાવેલ શીશીમાંથી રમણની દવામાં ભેળસેળ કરવાનો વિચાર કરતો એક ખાનગી ઓરડીમાં બેઠો હતો.

આણીપા પ્યારથી ફીકરના પંજામાં સપડાએલી બીચારી ચંદા પણ નિંદ્રાદેવીની આરાધનામાંથી અળગી થઇ બેઠી હતી. તેણીના અંતઃકરણમાં આ વખત તેના પ્યારાને પેદા થયેલો ઉપદ્રવ સજ્જડ પાયો નાંખી બેઠો હતો. આવતા વિચારો દુર કરવા તેણીએ બહુ બહુ ફાંફાં માર્યાં, ઘણા ઉપચારો કર્યાં—ચોપડી વાંચવા બેસી—ચિત્ર નિહાળવા લાગી; પરંતુ નહી તે નહીજ. તે ફીકર તેનું અંતઃકરણ છોડી દુર થઇજ નહી. તેણી ઘણાજ દરધાન્તઃકરણે તેણીના પ્યારાને પેદા થયેલ ઉપદ્રવ વિસે વિચાર કરતી બેઠી. "અહા! સુંદરજીને હું ચ્હાઉછું. તેમ છતા તેને સાજો કરી શકતી નથી. તેમ ઘરના માણસોની અમર્યાદાથી ઘડી ઘડી તેની ખબર પણ લેવાતી નથી. અફસોસ! સુંદરજી આખર તું મને દગો તો નહી દેને?! અરે! મારી ધારણા નિષ્ફળ તો નહિજ કરેને?! અરે હું તારી મોહોબતના દરીયામાં કુદી પડવા અધીરાઇના ખડકની ઊંચી ટોચે ઉભી રહી છું. પ્રભુ તને ઘણું આયુષ્ય આપો—તારી બીમારી દૂર કરો; અને આપણો પવિત્ર પ્રેમ સદા કાયમ રહો!"

આવા વિચારમાંને વિચારમાં રાતના બાર પર એક વગ્યો. રાત્રીના જે કંઈ વિચારો આવેછે તે બહુ ભયંકર અને વ્હેમ ભરેલા માલમ પડેછે, તેવી રીતે ચંદાને રમણુ વિશે થવા લાગ્યું. તેણીના દિલમાં આ વખત કુદરતી ચટપટી થઇ; માયાવિ આશાએ તેના હૃદયમાં-( તેને મળવાનાં ) આશાકીરણો ઉત્પન્ન કીધાં; તેણી બીછાનાપરથી ઉઠી. અને ચંપા જો ઉંઘી ગઇ હોય તો પોતાના પ્રણયીને મળી તેની કુશળતા પુછવા તેણીએ ઇરાદો કીધો. તેણી પોતાની રૂમમાંથી (Room) અંદરની બારીનું એક દ્વાર ઉઘાડી અને રસોડાની પછવાડે આવેલા હોલમાં દાખલ થઇ અને ત્યાંથી અંદરની બારી ઉઘાડી જોયું તો રમણુના હોલમાં બત્તી ઝઘઝઘાટ પ્રકાશી રહી હતી. ચંપા ઇઝી ચેરપર જોરસાબંધ ઝોકાં ખાધે જતી હતી અને નિંદ્રાને લીધે તેના નાકનો અવાજ આ શાંત ઓરડામાં એક સરખી રીતે ગડગડાટ મચાવી રહ્યો હતો. "ભયથી પ્રેમ બળવાનછે." આ સમય જોઇ તેણી સદરહુ ઓરડામાં ડાખલ થઇ. દર્દી આ વખત ભરઉંઘમાં જ પડેલો હતો; આધી, વ્યાધીના કષ્ટે કરી તેની મુખચર્યા આ વખતે ગ્લાન માલમ પડતી હતી. તેણી પાક દીલથી તેના નયનાનંદકની કુશળતા પુછવા તેના પલંગ તરફ પગલાં ભરવા લાગી. એટલામાં બ્હારથી કોઇ અંદર આવતું હોય એવો તેને ભણકારો માલમ પડયો. આ વખત તેણી ગભરાઇ. તેણીનું હૃદય નિઃસત્વ થઇ ગયું; અને અત્રેથી નાશી જવાને ઉપચારો કર્યા પણ કંઇ લાગ નહી ફાવવાથી ત્યાંને ત્યાંજ એક ઉભા કીધેલા નેતરના માંચડા પછવાડે તેણી છુપાઇ ગઇ. આ વખત તેણીનું હૃદય ઘણુંજ કંપવા લાગ્યું; અને આવા અચોકસ વખતે અત્રે આવ્યા બદલ તેણીને કોઇ કદી દેખે તો ખુરો વિચાર કરે માટે પશ્ચાતાપ કરવા લાગી. સંભળાતાં પગલાં આગળ ને આગળ વધતાં ગયાં અને આસ્તે રહી નિશાચરની પેઠે બારણું ઉઘાડી એક ચાળીસ વર્ષનો મર્દ અંદર દાખલ થયો. આ મર્દ બીજો કોઇ નહી, પરંતુ તે કીશનજી પોતેજ હતો.

માંચડામાંથી કેણ આવ્યું કોણ નહી એ સ્પષ્ટ રીતે દેખાતું હતું. ચંદા આ અનિયમિત વખતે પોતાના બાપને અત્રે આવેલો પેખી તેણે જાણ્યું કે સુંદરજીની તે ખબર લેવા આવ્યો હશે; તથા ઉંઘતી ચંપાને સચેત રહેવાનું કહેશે, પરંતુ ફોગટ. તેમાંનું કશુંએ બન્યું નહી; અને ઉલટો તે એક મીણબત્તી સળગાવી રમણુના પલંગ તરફ આવ્યો, અને તેને તાકી તાકીને જોઇ કહેવા લાગ્યો. "બચ્ચા જોયા કર હવે" વળી તે ચંપા તરફ વળી તેણીને ઝોકાં ખાતી જોઇ બોલ્યો "કી

ક કારીની મેળવણીથી આપણુ ઠીક બન્યા છે.” તેના આ શબ્દોચ્ચાર સાંભળી ચંદા એકદમ ચમકી-તેણીને એક મોટું સંકટ માલમ પડયું. તેણીના દિલમાં કુદરતી ધ્રુજારી છુટી. જે ધ્રુજારી-કંપારીની મતલબ તે જાણે પણ સમજી શકી નહી. તો પણ પાછી તેણી ભાન લાવી સંકુચિત રીતે તે માંચડામાંથી હવે શું બને છે તે જોવા લાગી. કીશનજી જ્યાં બત્તિ બળતી હતી ત્યાં પડેલા એક ટેબલ પાસે ગયો; અને તેનાપર દવાની એક ખાલી અને એક ભરેલી એમ બે શીશીયો મુકેલી હતી, તેમાંથી ખાલી શિશી ઉપાડી. અને બીજા હાથેથી ગજવામાંથી એક નહાની શીશી કાઢી જેમાંથી ઘણી સંભાળથી પેલી ખાલી શીશીમાં પાંચ સાત ટીપાં કંઇક રેડયું, અને તે પાછી સાચવી ખીસામાં મુકી. પેલી રહેલી દવાની શીશી જેમાં બે ટંકની દવા હતી તે પેલી ટીપાંમાં નાંખેલી શીશીમાં રેડી દીધી. પ્રથમની દવા સફેત પાણી જેવી દિસતી હતી. અને આ મેળવણીથી તેના રંગે રાક્ષસી કાળાશ પકડી. આ પ્રમાણે કાર્ય કરી પેલી બંને શીશીયો હતી તેમની તેમ ગોઠવી. જે કાર્ય વસાત પોતે આવેલો તે ફતેમંદ નિવડયું સમજી જે રસ્તેથી તે આવ્યો હતો તેજ રસ્તે રહી તે પલાયમાન કરી ગયો.

આ ચમતકાર જોઇ સ્તબ્ધ બની ગએલી ચંદાની સ્થિતિ કોઇપણ આદમીથી ખામી શકાય એવી ન હતી. તેણીએ પ્રતિતી કીધી કે મારા બાપે ઘણુંજ ઘાતકી કામ કરવા માંડયું છે. તેણે દવામાં કાંઇ પ્રાણહારક વસ્તુ મેળવી છે; નહી તો આટલી રાત્રીએ નિશાચરની પેઠે આવી દવામાં શેળભેળ શા માટે કરવી જોઇએ ! વળી “જોયાકર બચ્ચા હવે” એ શા માટે કહેવું ? ! હાહા નકકી તેઓ ખુનીજ છે, એમ જણાય છે. ચંદા તેનો પીતા જવાથી બહાર આવી અને પેલી દવાવાળી શિશીમાં જોયું તો તેમાં પ્રાણહારક પદાર્થ ઝેર ઝબકતું હતું તે શીશી તેણીએ ઝટ ઉપાડી, અને એક તાકામાં બીજી તેવીજ એક ખાલી શીશી પડી હતી તેમાં પણી ભરી આ દવાની શીશીની જગાએ બરોબર તે ગોઠવી પેલી ઝેરી શીશી લેઇ તેણી આ હોલનો પરીત્યાગ કરી પોતાના હોલમાં આવતી રહી. આ શિશી તાકી તાકીને જોઇ તેણીએ ઘણોજ વખત વિચારના વમળમાં ગોથાં ખાધાં. આખર તેને મજબુત બુચ મારી તેને પેટીમાં મુકી તે પેટી બંધ કીધી.

અહા ! જોવાનું જોવે રહ્યું ! કુશળતા પુછવાની બીજી બાજુ રહી અને વચ્ચે આ અણધારી આફ્ત આવી પડવાથી બીચારી ચંદાનું અં-

ન્તઃકરણ સ્થિર રહી શક્યું નહી. તેણીનું હૃદય અતિશય કંપવા સાથ વદનપર પાણીના ઝોબે ઝોબ વળવા લાગ્યા આ વખત તેણીને બુરાજ વિચારો આવવા લાગ્યા. કે જે વિચારો તેનું અંતઃકરણ ફોલી ખાતા હતા. આ બાપના ઘાતકી કામથી તેનાં હૃદયમાં કંપારી છુટવા લાગી. આ વિચારોથી આખર હારી—થાકી—અને નિદ્રા લેવાની યુક્તિયો કરી પણ તે યુક્તિયો ઝાઝીવાર ટકી શકી નહી. કારણ આ રાત્રીના અણધાર્યા બનાવની ધાસ્તી તેણીના ચક્ષુને નિંદ્રા સાથ મુલાકાત ન થવા દેવા ખડી ચોંકી કરતી હતી.

આખર પ્હો ફાટયો અંધારાના કટ્ટા શત્રુના પધારવાથી કુદરતના પુત્રો સૌ સૌને કામે વળગ્યા. આ વખત જંબાના સમય થતાં કીશનજીએ ચંદાને જંબા બોલાવી; પરંતુ જંબા ન ઉઠતાં પોતાના બાપના સામુ તેણી એકીટસારે જોઇ રહી. આ વખત કીશનજી રાત્રીએ આદરેલા અઘોર કર્મથી જરાપણ ડરેલો માલમ પડતો ન હતો. તેણે પુછયું " શા માટે નથી ખાવું ? "

" બાપાજી મને પુછશોજ ના. આપણી મર્યાદા જ્યાં સુધી મારાથી ન લોપાય તે હું વધારે સારૂં સમજુછું; અને એટલુંજ કહુંછું કે તમારાં કૃત્ય જોઇ હું કંટાળી ગઇ છું. જે કૃત્ય શું છે તેનો વિચાર તમે પોતેજ કરો હવે હું તમારી પાસ રહેવા ખુશી નથી " ચંદાએ દિલગીરી ભરી મુખ મુદ્રાએ કહ્યું.

કીશનજી છોકરીને મોઢેથી કોઇ દિવસ નહીને આંજ આવા શબ્દો નિસરતા સાંભળી ચમકયો; અને તેનાપર વધારે ગુસ્સે થઇ બોલ્યો. "ચુલામાં પડ ના ખાવું હોય તો" એમ કહી તે રસોડામાં જઇ જેવું તેવું જમી ચંદા રમણુપર આશક છે એવી શંકા લાવતો વિચારભુવનના એક હોલમાં જઇ બેઠો. અને વિચારવા લાગ્યો કે " આજની દવાની શીશીમાં 'શાને મેળવણી વધુ પડી છે. માટે રમણુનો તો આજજ ઘાટ ઘડાઇ જશે, અને પછી ચંદીને તો ડાકટર સોદલજી સાથ પરણાવવાની છે; એટલે પડે ચુલામાં પછી એનો પ્યાર શા કામમાં આવનાર છે. ખેર જોયા કરૂ હવે શું થાય છે;"—આમ વિચારતો તે રમણુના મર્યુંની રાહ જોતો ઘડીયાળ સામો ઘડી ઘડી જો જો કરતો બેઠો. અગીયાર વાગ્યા; બાર, અને એક વાગ્યો એમ વખત તેની શરમ રાખ્યા વગર બેમર્યાદ થઇ જવાજ લાગ્યો તોય કાંઇ નહી જણાવાથી પાછો તે રમણુના હોલમાં જોવા ગયો. રામ રાખે તેને કોણ મારી શકે ?—કીશનજીને તેનો કટ્ટો શત્રુ હજુ જીવતોજ

લમ પડયો, રમણ એટલામાં તેને જોઇ બબડી ઉઠયો.

" લુચ્ચા ચોર દગલબાજ ખુની કીશન લવજીને મારો. તેજ મારા બાપનું ખુન કરનાર છે. "

કીશનજી હવે ગભરાયો. તે તેને ઝેર પણ પાચન થઇ ગયેલું પેખી આશ્ચર્ય ચકિત થયો; અને પોતાની પ્રેરેલી યુકિત નિષ્ફળ જવાથી કંઇક શંકાશીળ થઇ ચંપાને પુછવા લાગ્યો—" ચંપા સુંદરજીને દવા કોણ આપે છે ? "

" શેઠજી હું આપુ છું. "

" તે બરાબર પીએ છે કે ઢોળી દે છે ? "

" હાજી પીએ છે. ઢોળી કેમ નાખે કાંઇ પૈસા નથી બેસતા. "

પોતે પ્રયાસમાં નિષ્ફળ ગયો; અને દુશ્મનો આજુબાજુ જાળ નાંખી રહ્યા છે. માટે હવે તાકીદે કામ સરાડીએ પડી જવું જોઇએ પરંતુ આ કામ ઉતાવળ કરે બને તેમ નથી જેથી ડાકટર ભોદલજીને ત્યાં એને મુકુ તો સારૂ અને તેને પણ પરણવાની લાલચછે જેથી તે તેને રાખશે; અને આસ્તે આસ્તે જેર કરશે. માટે ચાલ તેને ત્યાં જઇ આ બીનાથી તેને વાકેફ કરૂં " આમ વિચારી કીશનજી શેઠ અત્રેથી ડાકટર ભોદલને દવાખાને જવા મુંબઇ ઉપડી ગયા.

આણી બાજુ ચંદાએ વિચાર કીધો કે " મારો બાપ ખુની છે પરંતુ મારે પ્રથમ જોવું જોઇએ કે તે દવામાં ઝેર છે કે બીજુ કાંઇ અને તેની પારખ કરવા કોઇ ડાક્ટરને બોલાવું " એમ વિચારી તેણીએ અત્રે રહેતા પ્રખ્યાત ડાકટર જહાંગીરજી રૂ. ખંબાતા જેઓ મેડીકલ કામમાં ઘણાજ હુંશિયાર નિવડેલ છે. તેમને બોલાવ્યા. ડાકટર જહાંગીર આવ્યા. પ્રથમ તેને દર્દીના ઓરડામાં લેઇ જવામાં આવ્યા બાદ તેની હાલત પુછતાં તેને પણ કેસ ભયંકર લાગ્યો. પછી તેણી તેને પોતાના હોલમાં લેઇ ગઇ; અને બોલી " ડાકટર સાહેબ મ્હારે તમને એક સલાહ પુછવી છે ? !

" બોલ્યબો શું ? " ડાકટરે ઉભા રહી કહ્યું.

" આ શીશીમાં કેવી જાતનો રંગ છે ? " ચંદાએ શિશી બતાવતાં કહ્યું.

" અરે ! આયતો પોઇઝનની મેળવણીવાળી દવાય છે તમે કાંથી લાયવ્યાં ? " ડાકટરે સુંધી જોતાં કહ્યું.

" શું ઝેર છે ! હું રંગવાળાની દુકાનેથી લાવી છું એનું શું નામ હશે ? " ચંદાએ અજાણ બની પુછયું.

" એને ઇંગ્રેજીમાં એકોનાઇટ કહે છે " ડાકટરે કહ્યું.

" એથી શું થાય ? " ચંદાએ પુછ્યું.

" શું થાય ? કેવાં ઘેલાં ! ઝેર શું કરે તે બી તમે નથી જાણતાં ! અને આ દવામાં જેટલી મીલવટ થાઇ છે તેટલીજ પ્રાણુ જાતાં વાર બી ન લાગે; સંભાળ રાખજો નહી તો નકામુ હોય તો તે શીશી મને આપો અગર ઢોળી નાખો તમો છોકરાંની પાસ એ રહેવું સારૂ નહી." ડાકટરે કહ્યું.

" નાજી બીજી નથી આતો આટલુંજ છે. જેથી કાંઇ ફીકર જેવું નથી. " ડાકટરને ફેરાની ફી આપતાં ચંદાએ કહ્યું.

" તમારા દર્દીની જો તમારે દવા કરવી હોય તો તમારા બાવાજી સાથ ઠરાવ કરેથી હું આવસ." ડાકટરે લાલચથી કહ્યું.

" વારૂજી હું તેઓને પુછી જોઇશ. " ડાકટરને વિદાય કરતાં ચંદાએ કહ્યું.

ડાકટર ગયો. એટલે ચંદા અફસોસ કરતી સુધી વીનાની થઇ એક કોચપર પડી. " અરે પ્રભુ ! હવે મારૂં શું થશે ?! નિરદોષ સુંદરજીને ઝેર દેવાનું કારણુ હવે પુરતી રીતે હું સમજી. મારો બાપ ખુની છે; અને તેને ખુન કરતાં સુંદરજીએ જોએલું લાગે છે અને તે વાત બરબડવાથી કોઇને ખબર પડે માટે તેને મારી નાંખવા આ યુકિતઓ કરવા માંડી છે. અરે ! પ્રભુ પણુ સાચને આંચ લાગતી નથી મારો બાપ ખુની છે તો તે તેના કરતુકોથી લેવાશે. શું દુનિયા છે ?! સારાં અને ખાનદાન આદમીયોજ જ્યારે હાવું કરે ત્યાં પછી બાકી શું રહ્યું !! અહા તેના ડોળ અને સાખ્યપરથી કોઇ માને કે તે હાવો ધાતકી છે ?!

આમ વિચારના વમળમાં ચંદા ગોથાં ખાય છે એટલામાં ચંપાએ આવી તેના હાથમાં કાંઇક કાગળ આપ્યો. તે ઉઘાડી વાંચતાંજ તેણી ચમકી ઉભી થઇ; અને પુરૂં વાંચી રહેવા સાથ કપાળે હાથ દેઇ એક પુરી હાય મારી તેણી બેશુદ્ધ થઇ જમીનપર પછાડ ખાઇ પડી.

---

## પ્રકરણુ ૨૪ મું.

### ચંદાનું સ્વપ્ન.

પ્રેમી તણો વિયોગ પડયાનો, ઘા લાગે જે દિલમાં;
પુરી શકે એવો કો ન દિઠો, આકાશને પૃથ્વિમાં.

---

પીડયા અણુસાધી, જાણે વૈદ શું તે વ્યાધી—ચંદ્રબાલા.

વખત સતનો હતો. રાત્રી ચંદ્ર રહીત અને ઘણી ભયંકર હતી; વિજળીઓના ચોપાસ ચમકારાથી મનુષ્યના દીલમાં કુદરતી રીતે ધ્રુજારો છુંટે તેમ હતું. આવા ભયંકર સમયે બાર પર એક વાગતાંજ ભુતવખારના, દરવાજામાં એક ઘોડા ગાડી આવી ઉભી રહી. આ વખત દરવાજો ખુલ્લો ન હોય પરંતુ શેઠ અત્રે સુતા અને તે નહી આવ્યા હોવાથી ચાકરે દરવાજો ખુલ્લો રાખ્યો હતો. ગાડી ચાલતી અટકી એટલે તેમાંથી બે શખસે ઉતર્યાં. આજુ બાજુ જોતાં મકાનમાં સઘળે શાંત હતું. ઘરનાં તમામ માણસો નિંદ્રાદેવીના સપાટામાં સપડાએલાં હતાં. આ લાગ જોઇ પેલા બે જણા આસ્તે રહી દર્દી (રમણ)ના ઓરડા તરફ ચાલ્યા; અને બારણું ચાંપથી બંધ કીધેલું હોવાથી સાથે રાખેલા એક હથીયારથી નિશાચરની માફક ઉઘાડયું અને અંદર દાખલ થયા. ચંપાને તો આ વખત પાછલીજ રાત હતી જેથી પેલા સખ્સો તુરત દર્દીના પલંગ પાસે ચાલ્યા; અને તે ઉંઘતો જોઇ પેલા બે શખ્સોમાંના એકે પોતાના ખીસામાંથી એક શીશી કાઢી દર્દીને સુંઘાડી કે દર્દી બેભાન થયો એટલે ઝટ પેલા બે શખસોએ તેને ઉચકયો અને આસ્તે રહી બહાર લાવી ગાડીમાં નાંખી પેલા બે શખ્સોમાંથી એક તેને લેઇ ચાલ્યો ગયો. અને બીજો અત્રેજ રહ્યો.

વાંચનાર સમજ્યા તો હશે કે પેલો દર્દીને લેઇ જનાર ડાકટર ભોદલજી અને અત્રે રહેનાર કીશનજી લવજી પોતેજ હતો. કીશનજીના કહેવાથી ડાકટર ભોદલજી રમણને પોતાની ખાનગી હોસ્પિટલમાં લેઇ ગયો અને કીશનજી તેને વિદાય કરી પોતાની રૂમમાં આવી નિશ્ચીંતપણે સુતો.

મળસ્કાના ચાર થયા. દિવાકરના ચોપદાર કુકડાઓ નેકી પુકારવા લાગ્યા. આ વખત નિંદ્રા દેવીએ ચંપાને પોતાના પંજામાંથી છોડી મુકી. તેણી દર્દીને દવા પાવા ઉઠી. અને બીછાના તરફ તેની અર્ધી ઉંઘે ઘેરાએલી આંખો લંબાવતાં દર્દીને નહી દેખવાથી પાછી આંખ્યો ચોળી જોવા લાગી તોપણ દર્દી બીછાનાપર માલમ પડયો નહી. આ બનાવથી તેણી ચમકી. અધીરી બની ગઇ. અને કીશનજી કદાચ ઉંઘને લીધે મારી બેપરીકરાઇ જાણશે તો મને ઠપકો આપ્યા સાથ હેરાન કરશે. સમજી ગાભરી ગાભરી તેણી ચંદાના હૉલ તરફ દોડી; અને આસ્તે રહી બારણું ઠોકયું.

ચંદાના હાથમાં ચંપાએ જે કાગળ આપ્યું હતું કે જે વાંચવાથી તેણી પછાડ ખાઇ પડી હતી તે પત્ર કીશન લવજીએ ડાકટર ભોદલજી સાથ પોતાની છોકરીના લગ્ન કરી આપવા કીધેલા કરારની ન-

કલ હતી. અને ઉતાવળમાં જતાં તેના ખીસામાંની નીકળી પડતાં ચંપા ચંદા પાસે લાવી હતી. જે વાંચી ચંદા પછાડ ખાઇ ધરણીપર ઢળી પડી હતી. ચંપાએ તે વખત તેને સાવધાન કરી બીછાનાપર સુવાડી હતી—ચંદા એને એ વિચારમાં ગુંથાઇ હતી. આખરે રાત્રી થઇ તોપણ તેણીએ ખાધું નહી; અને બે દિવસની સખત ભુખ તથા આ આવી પડેલા વિઘ્નથી પોતાના નાજુક બદનને દુઃખાવતી આ કોમળ—મુગ્ધ બાળા વિચારના વમળમાં ગોથાં ખાતાં થાકી જવાથી કેટલીકવારે નિદ્રાદેવીની ભોગ થઇ પડી હતી.

તેણીના બાપનો કતલી ખેલ કેટલોક તેણે સ્વચક્ષુએ જોયો હતો; અને તેના પ્યારા પર પડતી આફતનો બાકીનો ખેલ કુદરતે આ વખતે સ્વપ્ન રસ્તે તેણીની ચક્ષુ સમક્ષ મુકયો હતો જેથી આ વખત તેણી નિંદ્રા દેવીના પુર ઝપાટામાં સપડાઇ.પોતાના નયનાનંદકપર પડતી સર્વ વ્યથા સ્વપ્ન રસ્તે નિહાળતી હતી એટલામાં તેણીની કરણેન્દ્રીપર કોઇનો બારણું ઠોકવાનો અવાજ અથડાયો. તેણી એકદમ ચમકી—સ્વપ્નથી વિમુખ થઇ—અને ભયભીત થઇ આજુબાજુ નિહાળવા લાગી ચંપાનો બીજી વખત અવાજ થતાં તેણીએ તેને ઓળખી—બીછાનાપરથી ઉઠી બારણું ઉઘાડયું અને આ વખત આવવાનું કારણ પુછયું. ચંપા ગળગળી થઇ ગઇ અને ઉતરી ગએલ મુખ સાથ ગડગદીત સ્વરે જવાબ દીધો “ મને જરા નીદ્રા આવતાં હુ ઊંઘમાં ઘેરાઇ અને થોડીવાર રહી જોઉંછું તો દર્દી તેના બીછાનાપર નથી એવું માલમ પડે છે. મેં આજુબાજુ ઘણુંએ જોયું પણ કંઇ જણાતો નથી;

આ સાંભળી ચતુર બાળા ગાભરી બની ગઇ. તેણીના શરીરમાંથી હોસ કોશ ઉડી ગયા. તેને આવેલ સ્વપ્ન ખરૂં લાગ્યું. અને કોઇ પોતાનું અંતરનું સગુ મરી જાય છે અને એકદમ તે સાંભળી જેમ શરીરમાં સજજડ ચોટ લાગે તેવી રીતે તેણીને થવા લાગ્યું. તેણીનું વદન પાણી પાણી થઇ ગયું, મ્હોડું વિહ્વલ થઇ ગયું. હોઠ ધોળી પુણી સરખા દિસવા લાગ્યા. તેણી ત્યાંજ બેસી પડી અને ગદગદીત કંઠે ઉચરી “ચંપાકાકી હવે કેમ થશે ?! અરે તે કયાં ગયો હશે ? જુવોને મારા પિતાજી રાત્રે મુંબઇથી આવ્યા છે કે નહી. ”

ચંપા કીશનજીના હોલ તરફ દોડી; અને બારણું ધકેલી જોતાં અંદર સાંકળ મારેલી માલમ પડવાથી પાછી આવી અને કહેવા લાગી “ શેઠ આવ્યા છે. ”

આ સાંભળી ચંદા વિચારમાંજ લીન થઇ ગઇ તેના બાપે સ્વપ્નામાં

દીઠેલ બનાવ પ્રમાણે બરાબર બાલકી કામ કર્યું છે. એવું તેને મન નક્કી થયું. તેણી સાવધ થઇ; અને ચંપાને સાથે લેઇ રસણના હોલમાં ગઇ; અને આજુ બાજુ નીહાળતાં કંઇ માલમ નહી પડવાથી તેણી પાછી આવી પ્યારાના વિયોગથી નિસ્તેજ અને વિહ્વલ મુખમુદ્રાએ વિચારના તરંગમાં નિમગ્ન થવા લાગી.

પ્રાતઃકાળ થયો. અરૂણે સોનાની કુંચીવડે પૂર્વ દિશાનો મ્હોટો દરવાજો ઉઘાડયો; અને સુતી દુનિયાને કામે લગાડવા જાહેર કીધું—કીશનજી ઉઠયો; અને ચંદાના ઓરડા તરફ આવતાં, તેણીને ઉતરી ગએલે મુખારવિંદે તથા દિલગીરી ભરેલે દેખાવે અને રડવાથી સુજી ગએલી આંખ્યોએ જોઇ તે અંદર આવ્યો. આ વખત તેણીપર તેને કાંઇક હેત આવવા લાગ્યું. પરંતુ પાછો વિચાર આવતાં તેણે મીજાજ બદલી ગુસ્સાથી કહ્યું. "કેમ મીજાજી છોકરી આજ આમ ફેલ કરતી પડી રહી છે"?

" કાંઇ નહી, મારૂં માથું દુઃખેછે" ચંદાએ તીરસ્કારના આવેશમા ગુસ્સાથી કહ્યું.

"માથું દુઃખે માટે ખાવું નહી પીવું નહી. અને બીજાને કનડી આખો દિવસ રડયા કરવું કેમ ?" કીશનજીએ ગુસ્સાથી કહ્યું.

" માફ કરો પીતાજી મારૂં માથું ઘણું દુઃખેછે. માટે કોઇની સાથે વાત કરવા તથા કોઇની વાત સાંભળવા હું હેરાન છું " ચંદાએ કંટાળી ગુસ્સાથી કહ્યું.

" ત્યારે દવા કર ચાલ હું ડાકટરને બોલાવું" કીશનજી સ્નેહયુક્ત શબ્દોચ્ચારથી ઉચર્યો.

" નાજી દવાનું અને ડાકટરનું કંઇ કામ નથી તેથી મારૂ દરદ નરમ થાય તેમ નથી કારણ ગરમી કે શરદીનું માથું નથી દુઃખતું" ચંદાએ ગુસ્સાથી કહ્યું.

" ચંદા તું ઘેલી થએલી માલમ પડેછે. કાલ સવારે તેં જે મારી સાથ વાત કરીછે. તેવી રીતે ભાગ્યેજ કોઇ ઘરડો સખ્સ મને કહેશે.—માટે તારા મસ્તિકમાં (મગજમાં) શું છે ? કીશનજી જીજ્ઞાસાથી બોલ્યો;

" પીતાજી શું કહું ગઇ કાલ મને એક સ્વપ્ન આવ્યું છે જે હજુ સુધી મને સખ્ત રીતે હેરાન કરે છે, અને એનેજ લીધે ખાવું પીવું બલકે કોઇ સાથ બોલવું પણ મને ગમતું નથી. જો આપ સાંભળોતો હું તે ભયંકર સ્વપ્ન આપને નિદીત કરૂં ?" ચંદા પોતે એ સર્વ વાત જાણે છે એવું જણાવા કીશનજીને કહ્યું. "જો તે કહેવાથી તારા દિલમાંથી દિ-

લગીરી દુર થતી હોય તો કહે ” કીશનજીએ કહ્યું.

“ પીતાજી મારી દિલગીરી તો હવે પેલે ભવ દુર થશે; અને બાકી ની જીંદગી હવે કંગાલ હાલતમાં ગુજરે એમ ધારૂં છું. એટલું બોલી ચંદાએ સ્વપ્નની વાત શરૂ કીધી. પેલો મારો ચિતારો કે જે હાલ આપણા દર્દી તરીકે છે તેનાપર કોઇ ભયંકર આફતે પોતાના હાથ લંબાવ્યા છે. પરંતુ તે આફત તેનાપર કેવા રૂપમાં ઉતરનાર છે. તે હું સમજી શકી નહી. એ સમજવાને મેં ઘણા ફાંફાં માર્યાં—ઘણી યુકિતયો કરી. પણ તે સઉ ફોગટ. આખર કુદરતના સામું મારૂં કંઈ પણ જોર નહી ચાલવા થી હું મારો ઓરડો તજી તે દર્દીના ઓરડામાં દાખલ થઇ. વોલસેટ ઝગઝગાટ ચળકતો હતો તે બીચારો ભરનિંદ્રામાં ઊંધે મસ્તકે પડયો હતો. એક બાજુ ચંપાકાકી બેપીકરાઇ ધારણુ કરી અફીણીની માફક ઝોકાં ખાતાં આરામ ખુરસીપર હિંદોળે ચડયાં હતાં હું તે દર્દીને નીહાળવા તેના બીછાના તરફ જાઉછું એટલે બ્હારથી કોઇ માણુસ અંદર આવે એવા ગણુસારા થયા. આથી હું ગભરાઇ અને મને કંઇ જવાનો રસ્તો નહી સુઝવાથી એક નેતરના ઉભા કીધેલા માચડા પાછળ હું ભરાઇ ગઇ. અરે પીતાજી કેવી આફત !” આટલું બોલી ચંદાથી ન રહેવાતાં રડી પડી.

“ચંદી તું દિવાની થઇ છે. એક ઘરના ચાકરડાને તાવ—સવરીને ઉપદ્રવ થતાં તેને બદલ તું ત્હારૂં મસ્તિક દુઃખમાં નાંખેછે. કેવી બેવકુફ’ કીશનજીએ દિલગીરી સાથ કંઇક ગુસ્સાથી કહ્યું.

“પીતાજી દયા એજ આ દુનિયામાં ધર્મનું મુળછે; અને અભીમાન એજ પાપનું મુળછે. માટે જેના દિલમાં દયા નથી તેનું જીવ્યું વ્યર્થ છે.”

સાંભળો મારા સ્વપ્નનો છેડો એટલી નજીવ બીનાથી આવતો નથી પણ તે એક ભયંકર બીનામાં પ્રવેશ કરાવે છે.

જેવી હું પેલા ઉભા કીધેલા માંચા પછવાડે ભરાઇ તેવોજ પેલો સંખસ આસ્તે રહી યુક્તી પ્રયુક્તિથી દ્વાર ઉઘાડી નિશાચારની પેઠે અંદર દાખલ થયો; અને દર્દીને ઊંઘમાં ઘેરાયલો—તથા ચંપાકાકીને ઘોરતાં જોઇ જાણે તે ખુશ થયો હોય તેમ ચ્હેરો કરી તે ત્યાં પડેલા ટેબલ પાસે ગયો ત્યાં પડેલી દવાની શીશીયોમાંથી એક ખાલી શીશી તેણે ઉપાડી; અને પોતાના ખીસામાંથી એક ન્હાની શીશી કાઢી. તેમાંથી પેલી ખાલી શીશી માં કંઇક ગણુતરીનાં ટીપાં તરીકે રેડયું. બાદ પેલી બીજી શીશીમાં દવા હતી તે પેલી ખાલી શીશી જેમાં પેલાં ગણુતરીનાં ટીપાં રેડવામાં આવ્યાં હતાં—રેડી પોતાનું કાર્ય ફતેહ થયેલું સમજી તે આવેલે રસ્તે ઝટ પાછો વળ્યો.

કીશનજી આ ચંદાનું સ્વમ સાંભળી અકળાવા લાગ્યો; તેણે જાણ્યું કે તેણીએ મને તે કૃત્ય કરતાં જોયોછે જેથી તેણીને ધમકાવી તે બોલ્યો "દીવાની છોકરી તારો મગજ હવે હાથમાંથી ખસ્યો હોય એમ માલમ પડે છે."

"પીતાજી સાંભળો એટલેથી તે સ્વમનો હજુ અંત આવતો નથી" એમ કહી ચંદાએ આગળ લંબાવ્યું.

તે ગયાને થોડીવાર થઇ નહી એટલામાં એક આદમીને લેઇ એ પાછો આવ્યો. તેઓ બંનેએ તેને બીછાનેથી ઉઠાવ્યો; અને તેને બ્હાર લેઇ ગયા; અને પેલા પહેલા આદમીએ દર્દીને ઝબે કરવા બીજાને સોંપ્યો. અફસોસ! પીતાજી આ થોડી દિલગીરી?! એક કંગાલ અને ગરીબ નોકરપર હાવી મોટી–ભયંકર–આફત આવે તે આપણાથી કેમ દેખી ખમાય? અને વધુ દિલગીરી મને એ થાયછે કે જે પહેલો સખ્સ આવ્યો હતો તે નિહાળીને જોતાં આપનાજ જેવો માલમ પડતો હતો."

કીશનલાલજી આ સ્વમનું વૃતાંત સાંભળી સ્તબ્ધ થયો. તેને નક્કી થયું કે આ સ્વપ્ન નહી પરંતુ તેણીએ તમામ કૃત્ય કરતાં મને જોયોછે; અને તે પણ હવે મારી શત્રુ નિવડશેજ. માટે તેને હવે ડર બતલાવવો જોઇએ. એમ વિચારી ગુસ્સાથી બોલ્યો—" બેમર્યાદ છોકરી વિચાર કીધા વીના અતિશે શું લવેછે! તારો મગજ ખસી ગયો છે કે શું?! ચિત્ત ઠેકાણે લાવી જેમ આવડયું તેમ બોલ્યામા કર નહી તો આ યુવાવસ્થાનો વખત કોલાબાની મેડ હાઉસમાં કાડવો પડશે. સમજી?. તું એ દુષ્ટ ચાકરડાપર આશક થઇ છે. એમ મને માલમ પડી ચુકયુંછે! તેમ ન થતાં તારાં લગન બેચાર દિવસમાંજ પેલા ડાકટર બોદલજી સાથ કરનારછું; અને એ હરામખોર ચાકરડાને બે ડાકટરોના અભિપ્રાયથી આજેજ અત્રેથી વિદાય કરી એક ખાનગી ઈસ્પીતાલમાં મોકલ્યોછે–બેવકુફી રીતે બકયા કરેથી મારા કુટુંબને–નામને–આબરૂને ખલેલ લાગે એવું હું કેમ થવા દઉ: અને યાદ રાખજે કે જો હવે તેં કંઇ લવારો કર્યો તો તારા પણ એ હાલ થશે" એટલું બોલી કીશનજી ગાડી જોડાવી અત્રેથી મુંબઇ ચાલ્યો ગયો.

ચંદા તેના બાપના આ અઘટીત શબ્દોચ્ચાર સાંભળી પછાડ ખાઇ એક કોચપર પડી. પોતાનું કૃત્ય છુપાવા તેણીનો બાપ તેને મહેણું મારી ગયો, અને ડાકટર બોદલજી સાથ હવે પોતાને ખચીત પરણાવશે. એ બાબતનો તેણીને અંતઃકરણમાં સજ્જડ ઘા લાગ્યો. તેણી જરાવાર રહી શુદ્ધીમાં આવી ઉઠી. અને વિચારવા લાગી. "ખેર મારા બાપે મને ગમે તેમ કહ્યું તો ભલે. અરે! પરમાત્મા પ્રભુ હું તારી પાસે એટલું માગુંછું

કે જે કુદરતે તેને ઝેરપીતાં બચાવ્યોછે. તેજ કુદરત તેની આફત દુર કરી તેનું રક્ષણ કરજો" આટલું બોલી રાત પડતાં પોતાના નવનાનંદકને બંધ-ચામાંથી મુકત કરવાના સાધન મેળવવા તથા ડાકટર ભોળાલ જેવા બદ-માસ સાથ થનાર લગ્નથી બચવા તેણી ગેબ થઇ ગઇ. કોશન લવજી આવી જુવેછે તો પક્ષી પીંજરામાંથી ઉડી ગયું જોઇ તે ઘણોજ દિલગીર થયો; અને તેણીની ખોળ કરવા પાછળ પગલાં ભર્યાં.

## પ્રકરણ ૨૫ મું.

### બુરાની સોબતમાં ભલાનો નાશ.

દુષ્ટ થકી દુર જઇ વસિયે બધિએ ખળનો પરખી પડછાયો.
હેત નિહાળી થવું નહીં હર્ષિત શું થયુંજો ગુણ વર્ણવી ગાયો;
ગર્ધવની કદી થાય ન ગાય ગમાર ભલે જમનાં જળ નાહ્યો.
દુષ્ટની સોબતથી દલપત નથી જગમાં સુખ કોઇ કમાયો.

મકસદમાં કીનો દુ:ખકારકછે. કરતુકમાં કીનો ભયકરછે. કીનાખોરે ઉઠાવેલી કુવાડી ગમે તેવી નેમથી તાકીને લગાવી હોય; તોપણ ધારેલે ઠે-કાણે આબાદ ક્વચિત લાગેછે; પછી જુઓ, અંતે શું બનશે. તેજ કુવાડી પાછી ઉછળીને તેના પોતાનાજ કપાળને જખમી કરી નાંખશે. (જી. જો. જુ.)

નાતાલ આવ્યાં. સ્કુલમાં પણ કાલથી રજાઓ પડસે. ફકત આજ નોજ દિવસ સ્કુલમાં જવાનું છે; અને બિચારી નિરદોષ તારાને પણ દુ:ખ-આફતનાં વાદળાંમાં ઘેરવાનાં પગલાં ભરવાનો પણ આજનોજ દિવસ મુકરર થયો છે. દસ વાગ્યા, તારા સ્કુલમાં દાખલ થઇ; અને પોતાના કલાસમાં જઇ બેઠી. તેવીજ સોના જે કે આજ દરરોજ કરતાં અગાડીથી સ્કુલમાં આવી બેઠી હતી. તે તેણી પાસે આવી, અને બોલી "બ્હેન આજ સુ-ધી મારી કમ અક્કલને લીધે—મારા બેવકુફાઇથી હું આપના તરફ વિના કારણે ધી:કારની નજરથી જોતી હતી. પણ તેને માટે હું દિલગીર છું; અને તે બદલ આપની પાસે માફી માગું છું. મેં જે તમારી સાથે દુ-શ્મનાઇની ધી:કારવા જોગ આજ સુધી વર્તણુંક ચલાવી તે ફકત ખરાબ લોકોની શીખવણીથીજ. પણ વખત જતે હું જોઉંછું તો તમ જેવાં સ-દગુણી મનુષ્યપર બીજાની શિખવણી ગ્રહી કરડી નજરે જોતી હતી તે મારી ઘણીજ મુર્ખાઇ છે એમ હું માનું છું, અને મારા તે મુરખાઇ ભ-રેલા ગુન્હા વિશે પસ્તાવો કરી ચુકીછું. માટે વિનંતી કરૂં છું કે તે ગુન્હા ની આપ પણ મને માફી આપશો."

તારા તેના આ શબ્દોચ્ચાર સાંભળી ( જો કે તેણી એક કટ્ટા શત્રુ પ્રમાણે વર્તણુંક ચલાવતી તોપણ આ વખતે શરણે આવેલ જોઇ ) તેનાપર દયા લાવી બોલી–" એમાં શું માફ કરવાનું હતું. કાંઇ નહી. હું મારે માર્ગે અને તમે તમારે માર્ગે ચાલતાં હતાં. બીજું મારે વિશે તમે અને તમારે વિશે હું અજાણ હોવાથી મારે માટે તમે જે કંઇ વિચારો લાવતાં તેની હું દરકાર રાખતી નહતી.

" પણ આજથી આપણે એકમેકને દોસ્તીની નજરે જોવું. " સોનાએ દયામણું મુખ કરી કહ્યું.

" મને એમાં કયાં નાછે " તારાએ બેદરકારી દર્શાવી કહ્યું.

આમ અરસપરસ સાધારણ વાત થતાં ઘંટ થયો એટલે પોત પોતાન કલાસમાં જઇ તેઓ કામે વળગ્યાં બાદ સાંજ પડી એટલે સોના પાછી તારા પાસે આવી. અને બોલી " તારા બ્હેન, મારૂં એક તમારી પાસે માગણું છે. જો આપ કબુલ રાખશો. "

" મારાથી બને તેવું હશે તો તે હું કબુલ કરીશ. બોલો શું છે " તારાએ પુછયું.

" તે કબુલ થાય તેવુંજ છે; અને તે બીજું કાંઇ નહી પણ કાલ. રોજ મારી માનતાની ગોયણીઓ જમવાની છે; અને આપણે આજ ઘણે દિવસે દોસ્તીનો હક તાજો કરી બોલતાં થયાં. તેમ કાલે રજા પણ છે; એટલે આપે મારે ત્યાં જમવા પધારવું. " સોનાએ ખુશામત મ્હોરે કહ્યું.

" કોઇને ત્યાં જમવા જવું એ મને પસંદ નથી તેમ આજ સુધી હું અત્રે કોઇને ત્યાં જમવા ગઇ નથી. પરંતુ મારાપર તમારો આટલો સ્નેહ ભાવ છે તો ભલે હું તે બદલ મારી માતુશ્રીને પુછી તમને જુવાપ દેઇશ" તારાએ પોતાને માથે ન રાખતાં કહ્યું.

ત્યારે હું તમારી સાથે આવું છું ચાલો મને ખાત્રી છે કે તમારી માતુશ્રી મારૂ માગણું નામંજુર કરશે નહી " સોના તેની ઠગાઇ પાર પડવાના ઠરાવથી બોલી.

" ભલે ત્યારે હું કયાં નાખુશછુ " તારાએ કહ્યું.

પાંચ વાગ્યા. એટલે સ્કુલ છુટતાં તારા ઘેર જવા લાગી. સોના પણ તેની સાથે ગઇ. અને તેણીની માને પોતાથી થાય તેટલાં ચરીત્ર કરી ઘણી આજીજી કરી સમજાવી, જેથી રાધાએ તેણીનું હેત જોઇ જમવા મોકલવા હા પાડી.

" ઠીક છે ત્યારે વખત થએ હું જાતેજ ગાડી લેઇ બોલાવવા આ-

વીશ. ” સેનાએ પોતાની મતલબ સરવાથી મલાકાતે ન્હેરે કહ્યું.

શાધા—સારૂ આવજો.

જંબાનું માગણું કબુલ રહેવાથી સોના હરખાતી હરખાતી ઘેર આવી. આ વખત કીશનજી તથા તેના દોસ્તો વીગેરે ત્યાં આવી તેણીની વાટ જોતા બેઠા હતા. સોનાએ આવી કીશનજીને તમામ વૃતાંત કહ્યું અને બોલી “ પણ કીશનજી શેઠ અંદર મારૂં કોઇ બી રીતે નામ આવે નહી.

કીશનજી—સોના મેં એક અચ્છો પેચ રચ્યો છે. અને તેમાં તારૂ નામ બીલકુલ આવે તેમ નથી. જો સાંભળ તેણી તારે ત્યાં જંબા આવે બાદ તેને પાંચ છ વાગતાં સુધી અત્રેજ રાખવી; અને ત્યારે ત્યાં આવનાર પેલા મારા એક ડાકટર દોસ્તને ત્યાંથી હું એક શીશી લાવીશ તે તેને અત્તરને નામે જાળવીને—સંભાળથી—સુંઘાડજે એટલે તેણી બેભાન થશે. એટલે અમો બરાબર છને આશરે નિચે ગાડી લેઇ ઉભા રહીશું. તું અમને ઇસારો કરજે એટલે અમો ઉપર આવી તેણીને નિચે લેઇ જઇ ગાડીમાં નાંખી ચાલ્યા જઇશું એટલે બેડો પાર.

સોના—હા પરંતુ પેલી રકમ હવે તૈયાર કરજો અને સાડીગો સવારમાં મોકલી આપજો. કારણ એક તેણીને બોલાવા જઇશ ત્યારે મારે પહેરવા જોઇશું અને બીજી તે વખતે તેણીને આપવા જોઇશું. માળાનો સારો દિવસ છે તે કહી આવીછું જેથી તે દિવસ કંઇ સાધારણ કપડાં પહેરાય કે ?

કીશનજી—ના, કોણ કે છે કે સાધારણ પહેરો સવારમાં સર્વે મોકલી દઇશું.

સોના—ઠીક છે ત્યારે સવારમાં મોકલવા ચુકસો નહી.

કીશનજી—ઠીક. લો હવે રજા લઇએ છીએ.

સોના—હા પધારો.

અત્રેથી આ અક્કલના દુષ્મનો કાલની વાત માટે હવામાં કીલા બાંધતા ચાલ્યા જાય છે. પરંતુ તેઓને ઓછીજ ખબર છે કે તેઓની મુરાદ નાબુદ કરનાર અને તારાને સંકટમાંથી બચાવી તેની તમામ આફતોને દુર કરનારનો એક ફીરસ્તો તેઓની પાછળ ભમ્યા કરે છે; અને વખત પણ તે તેઓની સાથે પણ જરા દુર અજાણ્યા મનુષ્યની પેઠે ચાલતો હતો. તે ફીરસ્તો સુંદરબાઇએ મોકલેલો છુપો જાસુસ હતો. આ

દોસ્તોની દરરોજની મુલાકાત કાવસજી પટેલ ટેન્ક નજીકના હોટલમાં થતી હતી; અને આ જાસુસ પણ દરરોજ અજાણ્યા આદમીની માફક અત્રે આવી તેઓના વિચાર જાણતો અને સુંદરબાઇને કહેતો. આજ સર્વે સદરહુ હોટલમાંજ એકઠા થયા હતા; અને સોનાને ત્યાં ગયા. તે વખતે આ જાસુસ પણ તેમની પછવાડે જઇ દાદરમાં ભરાઇ તેઓના મનસુબાથી માહેતગાર થયો હતો. અને એઓનાથી જુદો પડતાં તે આ સર્વે વૃતાંત પોતાની શેઠાણીને વિદીત કરવા ગયો.

---

## પ્રકરણ ૨૬ મું.

### પ્રેમરાય.

स्वजनस्यहि दुःख मग्रतो ।
विवृतद्वार मिवो पजायते ॥

(સ. ચંદ્ર.)

" પોતાનું માણસ મળ્યું એટલે દુ:ખીનાં દુ:ખનાં બારણાં ઉઘડી જાય છે."

આનંદદાયક વર્તમાન સાંભળવાનો પ્રભાવ કંઇ અદ્દ્ભુતજ હોય છે ચંદા ભુતવખારને બંગલેથી નિસરી ચાલી તેણીની વ્હાલી માને બંગલે ગઇ અને પોતાના પીતાના કતલ્પી કામથી તેણીને વાકેફ કીધી. રમણને બચાવા પ્રયત્ન યોજવા તેની માને કહેવા લાગી; અને સુંદરબાઇ પણ પોતે મોકલેલા છુપા જાસુસના કહેવાથી કોઇ બીચારી તારા નામની બાળકીને વિઘ્નમાંથી મુકત કરવાનાજ વિચારમાં હતી. તેણે આ સર્વ કામમાં આશ્રય આપવા ચંદાને હા કહી. એટલામાં પોષ્ટનો સીપાઇ "મીસીસ કીશનજી લવજી" ના નામનું એક રજીષ્ટર કવર લેઇ આવ્યો. સુંદરબાઇએ સહી કરી આપી. આવેલા કવરને વાંચવા તેઓ અધીરાં થયાં. તેણીએ તે વાંચવા ચંદાને આપ્યું. ચંદાએ તે ઉઘેડી વાંચતાંનેવાર તેમાં અતિ આનંદદાયક સમાચાર માલમ પડ્યા કે જે આનંદદાયક સમાચારે તેણીના નેત્રમાં હર્ષના આંસુ લાવી મુકયાં. જે હર્ષના આંસુએ તેણીની મસ્ત બનેલાં તેજી ચક્ષુને ઝાંખા કરી દીધાં.

વાચકવૃંદ તેણી પત્ર વાંચતાંજ હર્ષઘેલી બની ગઇ ત્યારે તે પત્ર કહોનુ હશે તે વિશે આપ શંકાશિળ તો નહીજ રહો કારણ—

પ્રેમરાય, પ્રેમરાય ! તેના વ્હાલા પણ ઘણા દિવસના વિયોગી બંધવનું તે પત્ર હતું. ચંદા તે મુંબઇમાં આવ્યો વાંચી અત્યંત આનંદીત થઇ; અને તેણીની માને તે સમાચાર કહેતાં તેણી પણ અધીરી બની. તે આવેલ પત્ર સ્વહસ્થમાં લેઇ વાંચવા લાગી જેની મતલબ નીચે મુજબ હતી.

મુંબઇ, ભાયખલા, તા. ૧૫ મી નવેમ્બર.

મ્હારાં વ્હાલામાં વ્હાલાં તિર્થરૂપી માતુશ્રી.

હું ગઇ કાલ વિલાયેતથી આવેલ મેલમાં ત્યાંની મુસાફરી કરી સુખરૂપ અત્રે આવ્યો છું. માતુશ્રી જે દિવસે મારા પીતાશ્રીના ઘાતકી કૃત્યથી કંટાળી—આપનાથી હું વિમુખ થયો તે વખત મારે માટે આપને મારો વિયોગ સહન કરવો દુસહ થઇ પડયો હશે; પરંતુ ઇશ્વર ઇચ્છા બળવાન છે. દુષ્ટ કામથી બાપના એકઠા કીધેલા પૈસાથી મોજશોખ મારવા મને પસંદ નહી પડવાથી જાતી મહેનતે પૈસો પેદા કરી સુખ ભોગવવા હું ઉદ્યમમાં મચ્યો રહ્યો. મને ઘણા સંકટો પડયાં. પરંતુ અલાહાબાદની ચિત્રશાળોતેજક મંડળીએ મને ચિત્ર સબંધી કાર્યમાં ફતેહમંદ ગણી રૂા. પાંચ હજારનું ઇનામ આપવાથી મેં થોડા દિવસ ત્યાં વકીલાતનો અભ્યાસ કીધો અને એક સદ્ગૃહસ્થની સલાહથી હું વિલાયત ગયો. વિલાયત જવા મુંબઇ આવ્યો તે વખતે આપને મળવા મન થએલું પરંતુ હું મારા કાર્યમાં ફતેમંદ નીવડયો નહોતો ત્યાં સુધી તથા કદાચ તે કાર્યમાં મને વિઘ્ન નડે એટલાજ કારણાથૈં હું આવી શકેલો નહી. થોડા દિવસ વિલાયત જઇ અભ્યાસનો પ્રયત્ન ચાલુ રાખ્યા બાદ પરીક્ષા આપતાં ઇષ્ટ કૃપાથી હું સારામાં સારે નંબરે પાસ થયો; અને તે બદલ સરટીફીકેટ સાથ બારીસ્ટરની ડીગ્રી સંપાદન કરી હું અત્રે આવી પહોચ્યો છું. મારા સદ્ગુણી મિત્રાની મદદથી મારો ધંધો અત્રે ધમધોકાર ચાલશે એવી મને પ્રતિતી છે. કારણ અત્રે આવતાં વારજ તેઓએ એક સાઠ હજારની ફીનો કેસ મને અપાવ્યો છે. મારી વ્હાલી બહેની ચંદા તથા આપ સુખ શાંતીમાં હશો. ચંદાના લગન કરવામાં આવ્યાં કે નહી. તે હું જાણવા ઇંતેજાર છું અને મારા પીતાશ્રી હજી આપની સાથ બોલતા નહી હોય એવું મને લાગે છે. ખેર એમ હોય તો આ પત્ર વાંચી બ્હેન ચંદાને લેઇ આપે ત્વરાથી ભાયખળાપર રાખેલા નં. ૧૦૫ વાળા બંગલામાં આવવું. હાલ એજ-

લી. આપના દર્શનનો અભીલાષી
આજ્ઞાંકીત છોરૂ પ્રેમરાય ફીરાનજીના
સાષ્ટાંગ દંડવત કબુલ કરશો.

આ પોતાના વ્હાલા અને ઘણા દિવસના વિયોગી પુત્રના સમાચાર વાંચી સુંદરબાઇ અત્યંત આનંદોદ્ભવ રત્નાગર સાગરની લ્હેરે આવતાં હર્ષ મદનુ પાન કરવા લાગી. અને ગાડીવાળાને હુકમ કરી ચંદાને લેઇ તેણી પ્રેમરાયની મુલાકાતે ગઇ.

પ્રેમરાય આ તેના અંતરના સ્નેહીયોથી ભેટયો. ઘણા દિવસનો વિયોગ ભાંગતાં તેઓ એકબીજાની ચક્ષુમાંથી હર્ષના આંસુ પાડવા લાગ્યાં. સુંદરબાઇએ પોતાના પુત્રને ફીરાનજીના તમામ કૃત્યથી વાકેફ કીધો અને કાલે કોઇ એક અબળાને તેઓ પકડી લાવી દુ:ખી કરનાર છે વીગેરે તેને કહ્યું. પ્રેમરાયનું દીલ તે દુ:ખી અવસ્થામાં આવનાર સ્ત્રીને દુ:ખમાંથી મુકત કરવા કુદરતી રીતે ઉશ્કેરાયું અને ચંદાના કહેવા મુજબ ડાકટર બોદલજીને ત્યાં રમણના સૌરક્ષણાર્થે કોર્ટમાં જાહેર કરી જપ્તી કરી. અને તપાસ કરતાં રમણ તેમાંથી બેહાલ થતો મળી આવ્યો. રમણ જો કે પ્રથમના કરતાં દુ:ખી અવસ્થામાં આવી પડયો હતો તોપણ કુદરતી રીતે પ્રેમરાયે તેને ઓળખ્યો અને તે અત્રે કેવી રીતે આવ્યો હશે તે શંકા લાવવા લાગ્યો. પરંતુ તેની હાલત હાલ સારી ન હોવાથી તેને એક બીજા ડાકટરને ત્યાં દવા કરાવા રાખી ડાકટર બોદલજીપર ખુન કરવાની કોશીશનો ચાર્જ લાગુ કરી કોર્ટમાં ફરીયાદ માંડી.

## પ્રકરણ ૨૭ મું.

## તારાનું ગુમ થવું.

પ્યાર તણી કુડી બાજી રચી, નરપાજી કદિ કોઇ નાર ફસાવે,
છેલ બની છળભેદથી છેતરી, રંગ રમી પછી નેહ નસાવે;
... ... ... ... ... ... ... ... ... ... ...
આશકને મન એશ થયો, નવ લેશ ધરે મન શોષ કે હાની,
નારી બિચારીની લાજ ઘટે, જગ ચારી રહે નવ છેકજ છાની,
છોરી છકેલ છીનાળ ભણે સહુ, પાપની વાત નકી નહી નાની.
એ દુ:ખ નારીનું પાપ નિવારવા, રીત બતાવ અરે કેવી શાની.

—ગોલ્ડસ્મિથ ( વિકારના ભાષાંતરમાંથી )

છીનાખોર આદમી પોતાના શત્રુને સંકટમાં નાંખવાને વેતરણ કરતાં

આખર વારંવાર પોતાનું સત્યાનાશ કરી નાંખેછે–તે પોતાના શત્રુની એક આંખ ફોડવા જતાં પોતાની બંને આંખ ફોડી નાંખેછે. ( જી. જે. જુ. )

અદેખાં અને ખારીલાં આદમી જેવા પોતાની જાતને દુઃખ દેનાર બીજા કોઇ નથી; અને તે પોતાના સ્વભાવનુ ઝેર પોતાનીજ ઉપર વાપરેછે—(મેસન.)

તારાને જંબા લેવા કીશન લવજીની બે ઘોડાની ફેટીન લેઇ ઠાઠમાઠથી સોના તેણીને ઘેર ગઇ. તારાની માએ સોનાની પાછી બીજીજ વખતની ઘણી આજીજીથી વ્હેલાં આવવાનું કહી તારાને તેણી સાથ મોકલી સોના તારાને લેઇ હરખભેર ઘેર આવી. તારા ઘેર જવા સોના પાસે રજા માગી. કપટી સોનાએ કીશન લવજીએ આપેલી સાડીયોમાંથી એક સાડી તેણીને આપવા માંડી. તેણીએ તે લેવા નારાજી બતાવી. આખર સોનાના ઘણા ઘણા સોગનથી તે લીધી એટલે તેણીએ પેલી પ્રાણહારક શીશી અત્તરને નામે તેને આપવા માંડી, તારાએ—મને શોક નથી દર્શાવી તે લેવા બીલકુલ ના પાડી. સોનાએ તેના ઘણાઘણા વખાણ કરી તેને જરા પસંદ પડવા સુંગી જોવા કહ્યું. આખર તેણીના ઘણા કાલાવાલાથી તેમ તેણીને ખોટું ન લાગે માટે આ નિર્દોષ બાળકીએ તે શીશીનો બુચ ઉઘાડી સુંઘવા માંડી. શું સુંઘે? જરા સ્વાસ લેતાંની અંદર તેણી એક જબરી ચીચીયારી મારી જમીનપર પછાડ ખાઇ પડી–બેભાન થઇ–હોશ વિનાની થઇ ગઇ—આ શીશી કલોરોફાર્મ ( )ની હતી.

સાંજના છનો સુમાર થયો. આકાશમાં અંધકારરૂપી પડદાએ પૃથ્વિ પર પોતાની છાયા નાંખી. ક્રૂર હૃદયની સોનાએ આ વખત બારીએ જોયું તો મકાન નીચે તેના હેતસ્વાઓ ગાડી લેઇ ઉભા હતા. તેણીનો ઇસારો થતાં તેઓ ઉપર આવ્યા; અને ગરીબ બીચારી નિર્દોષ તારાને રાક્ષસી દિલથી ભક્ષ આવ્યાના આનંદમાં શબની માફક ઊચકી હર્ષભેર નિચે લાવ્યા અને ગાડીમાં નાખી ચાલવા લાગ્યા. આ વખત સોનાના માગણાથી ઠરાવેલી રકમમાંના બાકી રૂ ૭૦૦) ની ઠેલી કીશનજીએ તેણીને આપી.

ગાડી ચાલતાં પરેલ ભણી ગઇ. આ ગાડી હાંકનાર હમેશનો ગાડીત પણ આજ નહોતો. ફક્ત તેઓ ચાર દગાખોરોજ સૌના પાર્ટ ભજવતા હતા. ભુતરખારનો બંગલો નજીક દેખાવા લાગ્યો. વખત આઠનો થયો હતો. રમણને તો ડાકટર ભોદલજીને ત્યાં નાખેલો છે. તથા ચંદા તો કંઇ નાશી ગઇ હોવાથી આ રત્નને નિશ્ચિંતપણે છુપાવવા કીશનજીને હરકત પડી નહી. ચંપા આ વખત ત્યાં એકલી રહેતી જેથી તેણીને આ રત્ન સોંપી

દ્વાર બંધ કરી, તેઓ હાલ તો અત્રેથી ચાલ્યા ગયા.

આણીપા સાંજ પડવા છતાં તારા કેમ નહી આવી એમ વાટ જોતી રાધા અધીરી બની બેઠી હતી. આખર સાત વાગ્યા—આઠ વાગ્યા. તોય તેણી નહી આવવાથી રાધાને ધૈર્યતા રહી નહી. તેણીના દીલમાં ચટપટી થઇ આખર તેનાથી ન રહેવાતાં તે મકાનના માલીક મી. રશિકલાલની પાસે તેણી ગઇ—જે રસિકલાલ મી. ભાવનગરીનો શુભેચ્છક મિત્રછે તથા હજુ જે મી. ભાવનગરીની ભાળમાંજ છે. તેને તારા અત્યાર સુધી કેમ નહી આવી વિગેરે વાત અધીરી બની કહ્યું તે પરોપકારી પુરૂષ રાધાને મોઢે સર્વ વાત સાંભળી ઉભો થયો અને ગાડી જોડાવી તેણીને સાથે લેઇ સોનાને ઘેર ગયો. ખબર કાડતાં સોનાએ કહ્યું અત્રેથી તો તેઓ ચાર વાગ્યાના ગયાંછે. આ સાંભળતાંજ રાધાના તો હોશકોશ ઉડી ગયા. રસિકલાલ પણ ચકિત થયો. તો પણ રાધાને હિમ્મત આપી સાવધ રહેવાનું કહી તે સોનાને પુછવા લાગ્યો.

તેઓ અત્રેથી નિસર્યાં ત્યારે તેઓનો કંઇ જવાનો ઇરાદો હતો ?"

"હાજી ચરનીરોડ ઉપર ફરવા જનાર હતાં. નહી તો હું પાછી મુકવા ન આવતે." સોનાએ ટુંકવી કહ્યું.

"વારૂ, તેઓ અત્રેથી ગયા ત્યારે કોઇ તેમની સાથે હતું" રસિકલાલે જીજ્ઞાસાથી કહ્યું.

"હાજી અમારી સ્કુલની બીજી સ્ત્રી શિક્ષકો હતીયો જેણીયોનો વિચાર પણ ચરનીરોડપર ફરવા જવાનોજ હતો."

"સારૂં, ઠીક છે"

એટલું બોલી રસિકલાલ અને રાધા અત્રેથી પાછાં ફર્યાં અને આખુ ચરનીરોડ વીગેરે ખોળી વળ્યાં પણ કયાંઇ પત્તો લાગ્યો નહી. આખર થાકી ઘેર આવ્યાં. રાધા તો પોતાની એક રત્ન સમ કન્યા ગુમ થવાથી પોકે પોક મુકી રડવા લાગી. રસિકલાલે તેને ધૈર્ય આપી. અને તેણીનો પત્તો મેળવવા તેણી ગુમ થઇ છે તેવો એક પેપરમાં આર્ટીકલ મોકલ્યો. જે બાળ લાવે તેને રૂ. ૫૦) નુ ઇનામ આપવું જણાવ્યું.

અરે દુઃખીયારી તારા શું તારી દશા ? આખી રાત ઘેનમાંજ ગઇ. આખર પ્રભાત થયો. ઘેન ઉતર્યું તારા જાગી અને આજુબાજુ નિહાળતાં પોતે કયાં પડી છે ? આ મકાન કહોનું છે ? મારૂં મકાન કયાં ! વીગેરે આ નવીન જગા અને નવો બનાવ જોઇ તેણી આશ્ચર્યચકિત થઇ રડવા લાગી. "અરે પ્રભુ ! હું કયાંછું ? ઓ મારી મા તમે કયાં હશો ? ! અરે ! દગો

દગો! મને અત્રે લાવી કોણે નાંખી છે? અરે! આ કોનું મકાન હશે! ઓ પ્રભુ! અરે મારી માડી હું ક્યાં છું?" એટલું બોલી તેણી એક ખુરી હાથ મારી બરણીપર ઢળી પડી મુર્છાગત થઇ. પાછી કેટલીકવારે જરા સાવચેત થઇ. બોલવા લાગી "અરે પરમાત્મા પ્રભુ! હું ક્યાંછું? અરે મને અહીં કોણે અને શું કરવા લાવી નાંખી હશે? અરે! શુ કોઇ દુષ્ટ. મારૂં શિયળ લુંટવા તો મને અત્રે લાવીનહી નાંખી હોય! અહો પ્રભુ! ગમે તેમ થાય. પરંતુ હું મારૂં શિયળ તો કદી પણ લુંટાવા દેનાર નથી; તો પાછી હું ઝીભ કરડી મરી જઇશ. પણ મર્ણાંગતે શિયળ તો ભંગ નહીજ થવા દઉ. અરે! પણ એટલો વખત આવે મારા અવયવ અવ્યવસ્થ થઇ અપવિત્ર થાય તેના કરતાં પ્રથમજ મરવું એ વધારે સારૂં છે. એક વિખ્યાત કવિશ્વરે કહ્યું છે કેઃ—

છે તે રૂપ ખરાબ આ જગતમાં જે શિળ રાખે નહિ,<br>
છે તે ધન્ય કુરૂપ નારી જનનું જે શિળ ચુકે નહી;<br>
છે તે ધિઃક સદાય નારી જનને જે શિળ ત્યાગી ફરે,<br>
તે પાષાણની પુતળી સમજવી ના ધર્મને આચરે.

દુનિયામાં સ્ત્રીનું ખરૂં ભુષણ પતિવ્રત–શિયળ છે તો પછી તેને તજી જગતમાં રહેવું એ નિરર્થક છે. અહા! નેકી! નેકી! તું ત્હારી બ્હેન નમ્રતા સાથ મળી એક ખુબસુરત અબળાના સલુખને શોભા આપે છે ત્યારે તેણીનો ચળકાટ આકાશના તારાઓ કરતાં પણ વધારે ચકચકાત લાગે છે. તો એવી નેકી અરે જે નેકીનો અધિપતિ પ્રેમરાયને બનાવ્યો છે— જે પ્રેમરાય બે ઇમાન થઇ મને છોડી ચાલ્યો ગયો છે–તે નેકીને હું છોડી અલ્પ સુખને માટે બીજાની કહેવડાવા મુકું? અરે કદી કોઇ બદમાસ મારા સામી બદ નજર કરે તો મારાથી જેટલું જોર થાય તેટલું કરી તેના ફેંદા કરૂં. પણ તાબે તો મરીને કકડા થઇ જાઉ તો પણ થાઉ નહીજ–"

આમ એક કોચપર બેઠી બેઠી તારા વિચારના વમળમાં આમથી તેમ ગોથાં ખાધા કરેછે; એટલામાં આશારૂપી અરૂણ ઉદયના સમાચાર આપવા લાગ્યો. એકદમ બારણું ઉઘડયું–બ્હીકના આવેશથી તેણી ચમકી–પરંતુ આવનારાઓને જોઇ તેઓ શું કરે છે તે વિચારજ કરતી બેઠી. બારણું ઉઘડતાં ત્રણ મનુષ્યો અંદર દાખલ થયાં, તારાએ આ ત્રણમાંના એકને તો સારી રીતે ઓળખ્યો. અને તેને જોઇ તે વધારે ચમકી–પરંતુ તેની બ્હીક તેના જીગરમાં વધારે વાર ટકી રહી નહી, તે સખ્સ પણ તે સ્ત્રીને જોઇ આશ્ચર્ય ચકીત થયો અને તે એટલુંજ બોલી શકયો કે "કો

ણુ તારા ? ”

આ શબ્દોચ્ચારથી તારા કશું બોલી શકી નહી. અને જો કે અત્યાર સુધી તેણી તેને બેઇમાન ગણુતી હતી. પરંતુ પોતાના વિચારને અનુસરી પ્રથમના કોલકરારને આધારે તેણી તેને એકદમ કંપીત હૃદયે બાઝી પડી.

“પ્રીતમં પ્યારીનો અકસ્માત મેળાપ થાય છે, તે વેલાએ તેઓના સુખ કેવાં અજાયેબ થાય છે તે અનુભવીજ જાણી શકે છે. ”

વાંચકવૃંદ આ આવનાર મનુષ્યોને તમે ઓળખ્યાં તો હશે કેમ ? તે પ્રેમરાય, ચંદા, અને તેઓની મા સુંદરબાઇ હતાં. તેઓને આ બનાવ બનવાની આગાઉથી ખબરજ હતી. અને આજ સવારમાં બહાર પડેલા પેપરમાં “ કરસનદાસ છબીલદાસ ભાવનગરીની અઢાર વર્ષની જુવાન છોકરી તારા ગુમ થઇ છે.” એ સમાચાર વાંચી પ્રેમરાય કદાચ સુરત વાળી તારા તો આ ન હોય ? એમ શંકાશીળ થતાં મારતે ઘોડે ગાડી હાંકતો ચંદા તથા તેની માતુશ્રીને લેઇ તે અત્રે આવ્યો હતો. પોતાની શંકા દુર થતાં તથા ઘણે દિવસે મેળાપ થતાં તેઓની ચક્ષુમાંથી હર્ષાશ્રુ પડવા લાગ્યાં. તારાને શક પડતાં પ્રેમરાયને પુછ્યું કે “ તમારી સાથે આ બંને કોણુ છે ?” પ્રેમરાયે જવાબ આપ્યો. “ એક મારી નાની બેન અને બીજાં આ મ્હારી માતુશ્રી છે.”

આથી તારાનો શક દુર થયો. અને ચંદા તથા સુંદરબાઇ જે આ પ્રેમરાયની સ્નેહી છે સમજી અત્યાર સુધી દુર ઉભાં હતાં. તેઓની પાસે જઇ તેણી તેઓને પણુ ભેટી.

પ્રેમરાય— તારા, હવે ત્યાં વધુ રોકાવાનું કારણુ નથી. કારણુ આ મકાન મારા પીતાનું છે. તદપી હું તેઓથી જુદો રહું છું; અને એઓ-એજ તને આ આફતમાં લાવી નાંખી છે. પણુ ધીરજ ધર અને પ્રભુનો પાડ માન કે દુષ્ટનો તને કશી અડચણુ કરી શકયા નથી; અને તે આ-રસામાં તે કૃપાળુએ તારા રક્ષણુ માટે અમોને ત્યાં ત્વરાથી મોકલ્યા; આ બધો પાડ તારે મારી માતુશ્રીનો માનવાનો છે કે તેઓની નેક વૃતિને લીધે હું ન હતે તોપણુ તેઓ તારૂં રક્ષણુ કરતેજ એમાં સંશય નહીં.

“ હા, પ્રેમરાય પણુ મારી માતુશ્રી કયાં છે ? અને મ્હારો વ્હાલો ભાઇ મને ખોળશે નહીં ? ” તેણી સુંદરબાઇનો પાડ માની બોલી.

પ્રેમરાય— તારા ધૈર્ય રાખ, અને અમારી સાથે ચાલ. તુને તારી મા પાસે પોચાડીએ. તારા ભાઇના પણુ ગુન્હેગારોએ તારા કરતાં બુરા હાલ કીધા હતા પરંતુ ઇશ્વર કૃપાથી તે વખતસર અમને માલુમ

પડતાં તેને અમોએ બચાવી લીધો છે. હાલ તે આપણા કબજામાં છે. ફીકર ન રાખ દુશ્મનો પોતાના ફંદમાં ફસ્યા છે; અને તે તારા ભાઇને બચાવ્યા સંબંધીનો તારે મારી આ બેન ચંદાનો પાડ માનવાનો છે.

તારા ચંદાને ફરીથી ભેટી તેઓ એકમેક ખુબસુરત લાવણ્યતાવાન—અને સરખી વયના હોવાથી આટલા થોડા વખતમાંજ તેઓને પરસ્પર દોસ્તીનો સબંધ બંધાયો; અને તેઓ સર્વે તારાને લેઇ ગાડીમાં બેસી અત્રેથી વિદાય થયાં.

## પ્રકરણ ૨૮ મું.

### પસ્તાવાનો કીડો

વ્યર્થ વિચારો પરહર પ્રીતે મુરખ દિલ તું થામા.
સમય પ્રમાણે વરતી લેવું, ગુંચવાડે ગુચામા.
જ્યારે દૈવ ફરે, ત્યારે કોણ સહાય કરે ? । ( ચં-કાં. )

પડતી દશામાં મનુષ્ય પોતાના જીવને પોતે સચાઇની નાદાર નશિયતો દે છે. પરંતુ ચઢતી દશામાં તો તે સચાઇની આંખ્યોનેજ આંધળી કરી નાંખે છે. ( જી. જો. જુ. )

તારાને લેઇ પ્રેમરાય વગેરેનું અત્રેથી જવું થયાને થોડો વખત થયો એટલામાં મુંબઇથી કીશન લુવજી અત્રે આવ્યો; અને તારાની હાલત જોવા તેના ઓરડા તરફ ગયો. તો ઓરડાનાં બારણાં—જેના ઉપર પોતે તાળુ દઇ ગયો હતો તે—ખુલ્લાં માલમ પડયાં. અંદર જઇ જોતાં તારાને દિઠી નહીં, આશ્ચર્યચકિત થયો—દિવાના ગાફેલ બની ગયો. ગાભરો ગાભરો ચંપા પાસે જઇ પુછવા લાગ્યો "ચંપા પેલી છોકરી કયાં ગઇ અને દરવાજા ખુલ્લા કેમ ?"

ચંપા— "શેઠજી, આપણા શાહજાદા પ્રેમરાયભાઇ તથા ચંદા બ્હેન, અને અમારા શેઠાણી સાહેબ અત્રે આવ્યાં હતાં; અને તાળુ ઉઘાડી તેણીને લેઇ તેઓ અહુણાંજ ગયાં.

"દૂત્તિ તેં તેઓને અત્રે પેસવાજ કેમ દીધાં ?" કીશનજી દાંત કરડી ઘણા ગુસ્સાથી બોલ્યો.

"અરે શેઠજી તેમના આગળ મારો શો ઇલાજ ? તેઓ રોકતા જતાં મનેજ કચરવા લાગ્યાને" ચંપાએ પોતાના બચાવ અર્થે ડંફાસ મારી કહ્યું.

કીશનજી પાછો ફર્યો; અને દિવાનખાંનામાં જઇ બબડવા લાગ્યો. "અરે! હું હાલ ભાગ્યદેવીનો એટલો બધો ભોગ થઇ પડયો છું કે સંઘળી નવી યુકિતઓ અને તાજી તદબીરોનો અંત નજરેજ જોઉછું. અહા! હવે મારો એકે ઇલાજ રહ્યો નથી. મારા ઘરના આદમીયોજ મારાં દુષ્મન થઇ સામાં આંત્રવા લાગ્યાં ત્યારે હવે મારૂં બગડવા કાળજ સમજવુંને. ? દિવસ વાંકો હોય ત્યારે ગમે તેટલી બ્હાદુરી કરીએ પણ તે નકામીજ છે. કવિ ચંદે પૃથુરાજ કેદ થયો તે વખત કહ્યું છે કે " બંકે દીન બંકી ઘડી બંકે હુવે સુહાન, ખાંડુગ્રહંતા કરજળ્યો કોસે તુટી કમાન " તે મુજબ મારે હવે થયું છે. રમણ જે મારા દુષ્મનનો છોકરો કે જે મારે ત્યાં સુંદરજીનું જુઠું નામ ધારણ કરી રહ્યો હતો. જેણે મારે હાથે તેના બાપનું ખુન થયાનું કંઇક જાણવાથી મે તેને ડૉકટર ભોદલજીને ત્યાં મારી નાખવા લખેલો હતો. પણ લુચ્ચામાં લુચ્ચો ડૉકટર ભોદલજી પણ પોતાની યુકિતઓમાં ફસાયો. સરકારમાં તેના કૃત્ય માલમ પડતાં પકડાઇ ચુકયો છે. અને દુષ્મનનો છોકરો ત્યાંથી બચ્યોછે. કાલ રોજ તેઓનો કેસ ચાલશે. ડૉકટર ભોદલજી પોતાના બચાવર્થે મારૂં નામ દેશે. જેને માટે હું ગુન્હેગાર થઇશ. અહા! શો ચમત્કાર? હવે મારો પોતાનો ચિતાર જોઇ હું ધ્રુજું છું: અને મારા પોતાનાજ વિચારમાં હું ગાફેલ બની જાઉ છું. મારાં પાપી કામ એક પછી એક પ્રદર્શીત થવા લાગ્યાં. અને આજરોજ એકાએક આ ગમગીનીનાં વાદળાં મારા શિરપર ઘેરાઇ આવ્યાં છે. અરે! હું નથી જાણતો કે હવે કીયા શીતમનો વર્ષાદ મારાપર વરસશે! અરે! હું કેવો કમબખ્ત! અરે નિરદોષ રાધા, તારૂં શિયળ ભાંગવાને જે ઉધામાં મારેલાં, તું પતિવ્રતા સ્ત્રીને મે તિરસ્કારથી ગાળો દીધેલી. અરે! તારી પવિત્ર અને નાજુગ છોકરીને ગુમ કરી તારી આંતરડી કકળાવેલી તે બધાનો બદલો—અરે તેથી પણ તારા નિરદોષ પતિનું એક પૈસા સાથ તારૂં પ્યાર મેળવવા મે ખુન કર્યું; અને તમને દગો કરી ઘરબાર વીનાના નિરાધાર કરી મુકયાં. તેનો આ પ્રતક્ષ બદલો મને મળ્યો.! અરે હવે મારૂં શું થશે!" આમ વિચારી અફસોસ કરતો તે મુંબાઇની દુકાને ગયો. ત્યાં તેને ખબર મળી કે તેને પકડવા વોરંટ નીકળનાર છે આ સાંભળી અમદાવાદ નામ દેઇ દુકાન લાલકાકાને સોંપી તે અત્રેથી ઉપડી ગયો."

## પ્રકરણ ૨૯ મું.

### કરશનદાસ ભાવનગરી.

જેમ મીઠાશપર સદા માખ ભમેછે.
તેમ દગલબાજ દોસ્ત આપ મતલબ રમેછે.
મીઠાશ બાજુ થાયછે તે મતલબી સાથી.
તે પહેલો નાસેછે જુવેછે હાલત માઠી.

(મનસુખ)

આ દુનિયામાં સુખી અને દુઃખી મનુષ્યો તરફ પરમેશ્વરની સમદ્રષ્ટિનો પુરાવો સુખ દુઃખના રૂપ ઉપરથીજ જણાયછે કે દુઃખી માણસોને તેમના દુઃખનો બદલો બીજી જીંદગીમાં પણ મળવોજ જોઇએ–ગોલ્ડસ્મિથ.

લાલકાકાને ખબર પડી કે શેઠ નાશી ગયા જેથી પોતે વિચારવા લાગ્યો કે હવે બચવાનું બારૂ રહ્યું નથી. વાત ફુટીછે. અને શેઠનો છોકરો જે વિલાયત જઇ બારીસટર થઇ આવ્યો છે તે પ્રતિપક્ષીઓના ( મી૰ ભાવનગરીના કુટુંબના ) પક્ષમાં છે. માટે જો હવે તેઓને મળી જઇ સવ બીનાથી વાકેફ કરી દઉ તો કઇક બચવાનું બારૂ મળે. નહી તો પ્રથમ ફાંસીને લાકડે લટકવાનો આપડોજ વારો આવશે. વળી કીશનજીની હવે પડતી દશા આવીછે એટલે એનો પક્ષ પણ રાખવો નકામો છે." આમ વિચારી તેણે મિ. રસિકલાલ ભણશાળીના અગાઉ બતાવેલ ઠેકાણે રાધાને અત્રે બોલાવા પત્ર લખ્યો.

ચંદા, સુંદરબાઇ અને પ્રેમરાય, તારાના બતાવ્યા મુજબ તેણીને લેઇ તેઓ તેની માની પાસે આવ્યાં. રાધાએ પ્રેમરાય—જો કે હઉણા તેની આકૃતીમાં ફેરફાર થયો હતો તોપણ પ્રથમના ઘણા દિવસના પરીચયથી તેને ઓળખ્યો. તારાએ રાધાને પોતાના બચાવનાર તરીકે આ સખ્સોને ઓળખાવ્યા. રાધા તેનો પાડ માનવા સાથ તારાના ઓળખાવાથી ચંદા અને સુંદરબાઇને ભેટી તારાને કેવી રીતે દુષ્મનો ફસાવી લેઇ ગયા હતા. તે વાત જાણુતા પ્રેમરાયે સોનાપર સમન કઢાવી પોલીસમાં પકડાવી; એટલામાં પોષ્ટનો સીપાઇ રાધાના નામનો એક પત્ર આપી ગયો જેનો મતલબ નીચે મુજબ હતી.

" મહેરબાંન રાધાબાઇ."

"આપના પતિ કરશનદાસ ભાવનગરીનો પત્તો મળ્યો છે; માટે આ પત્ર વાંચતાં તમારે કીશન લવજીની પેઢીએ આવવું."

લી. તમારો સુભેચ્છક—ખેરખાહ—સેવક
લીમજી લધાના યથાયોગ્ય.

અહા! કેટલો આનંદ! કેટલી ખુશાલી? કરશનદાસ ભાવનગરીનો પત્તો? અરે તે વાત કોઇ પણ માને? અને જોતે ખરી હોયતો કરશનદાસ ભાવનગરીના કુટુંબમાં આનંદનો કંઇ પાર કહો. ? ! !

આ પત્ર વાંચતાંજ તેઓ સર્વે ત્વરાથી કીશનજીની દુકાને ગયાં. લાલકાકા પ્રેમરાય તથા સુંદરબાઇને પ્રથમ નમ્યો અને તેઓની પાસ વચન માગ્યું કે "જે વાત હું કહુ તેમાં મને દોષીત ન ગણતાં મારો વાંક હોય તોપણ આપે મને માફ કરવો" પ્રેમરાયે તે પ્રમાણે વચન આપ્યું.

"આ વખત શોધા તથા રસિકલાલ અને પ્રેમરાય વીગેરે લાલકાકો શું કહે છે તે સાંભળવા ઉત્સુક થઇ રહ્યાં. એટલે લાલકાકાએ પોતાની વાત ચલાવી.—

આજથી છઠા વર્ષની વાત પર મી. ભાવનગરી એક લાખ રૂપૈયા લેઇ અત્રે વ્યાજે મુકવા આવ્યો હતો. આ વખતે કીશનજીનું ત્રીજોરીનું તળીયું દેખાએલું એવું ખાસ કેટલાંએક પેપરોમાં આવી ચુકયું હતું. મી. ભાવનગરી રૂપૈયા મુકી તેજ દિવસે એડન જવા અત્રેથી ઉપડતી સ્ટીમર પર ગયા. મી. ભાવનગરીના રૂપૈયા કીશનજીની ત્રીજોરીનું ગાબડું પુરવા તેમ માગતા લેણાંવાળાઓને થોડા થોડા રૂપૈયા આપી સંતોષ કરવાને બસ હતાં. આ આવેલા રૂપૈયા પચાવી પડવાની તેની દાનત થઇ. મેં તેને તેમ કરતાં વાર્યો.—પરંતુ કપટી, પાપી, લુચ્ચા મનુષ્યોના મનમાં ધગધગતા તવાપર જળનું બીંદુ જેટલી વાર રહી શકે છે. તેનાથી વધારે વાર સદ્બોધ રહી શકતો નથી.—તેમ તેણે મારો બોધ ઘણા વખતને માટ ગ્રહણ કર્યો નહી. આ વાત ચાલે છે એટલામાં કુદરતના મોકલવાંથીજ મી. ભાવનગરી પાછો આવ્યો; અને રૂપૈયા પાછા માગવા લાગ્યો. કીશનજીએ તેને ઘણો સમજાવ્યો. તોપણ તેણે પોતાની હઠ છોડી નહી. આખર મને દુકાનપર જવા ઇશારો કરવાથી હું સ્ટેશન પર ગયો. પરંતુ ટ્રેન નહી મળવાથી હું પાછો આવ્યો. પાછા આવતાં ભુત વખારના ભોંયરામાં કઇક બત્તી સળગતી હોય એવું અજવાળુ તેના બારણાની ફાટમાંથી જણાયું. હું ત્યાં જઇ તે બારણાની ફાટમાંથી જોવા લાગ્યો તો મી. ભાવનગરી બતી લેઇ સીડીએ રહી ઉતરે છે; એટલામાં પછવાડે રહી કીશન લવજીએ મી.

ભાવનગરીના ગળામાં એક છરો માર્યો. નિરદોશ ભાવનગરી આથી એક જબરી હાય મારી પછાડ ખાઇ ભોંયરામાં પડયો. બતી બુજાઇ ગઇ. આ બાતકી કામ મારાથી સહન થયું નહી. જેથી કીશનજી ગયા બાદ મેં એક માળી-કે જે હાલ ભુત વર્ખારના બગીચામાં ગાંડા તરીકે ઓળખાય છે. તેની મદદ લીધી. અને એક છુપુ દ્વાર જેને વિશે કીશનજી બીલકુલ અજાણુ હતો—ત્યાંથી અંદર દાખલ થઇ મી. ભાવનગરીના ગળામાંથી આરતે રહી, રકતપા છરો કાઢી નાંખ્યો-અને જખમ પર એક પાટો બાંધી બજાર લાવી, ત્યાંને સાંજ મારા એક દોસ્ત ડોકટરને ત્યાં એક રાતને માટે તેને રાખી દવા કરવા કહ્યું. બાદ લાગસો હું પાછો ભુત વખારના દિવાનખાંનામાં બેઠો. તો મી. ભાવનગરીનો ડગલો ત્યાંજ પડેલો જોયો. તેના ગજવા તપાસતાં તેમાંથી પેલા એક લાખ રૂપૈયા મુકયાની કીશન લવજીએ લખી આપેલી રસિદ નીસરી. જુવો સાહેબ આતે રસિદ—રકિલાલે રસિદ જોઇ તે લીધી અને રાધાને આપી બાદ શું થયું તે જાણુવા આતુરતા દર્શાવી.

કરશનદાસનુ ખુન કરી મી. કીશનજી બહાર આવી એક દીવાનાની માફક બની ગયો હતો. મેં તેને ઉલટપાલટ ઘણુા સવાલો પુછયા પણુ તેણે ભાવનગરીના ખુનનો પત્તો જણુાવ્યો નહીં. આથી મને તેના પર ગુસ્સો આવ્યો. બીજે દિવસે એક ગાડી લેઇ તેમાં પેલા ડૉકટરને ત્યાં રાખેલા મી. ભાવનગરીને સુવાડી હું તેને કોલાએ લેઇ ગયો, અને ત્યાં બીજા એક મારા ડૉકટર દોસ્તને તેની સારવાર કરવા કહ્યું અને એવી યુકિતથી તેને રાખવા મેં કહેલું કે આજ સુધી તેઓ સુર્ય કયાં પ્રકાશેછે એ પણુ જાણુતા નથી. મી, ભાવનગરીની ખાવા પીવાની સારવાર માટે તે ડૉકટરને હું દરમાસે રૂ. ૩૦) આપતો હતો. થોડા દિવસ મી. ભાવનગરીનું ખુન કર્યાને થયા નહી. એટલામાં કૂર કીશનજીએ વાત ઉરાડી કે આગબોટ ડુબવાથી મી. ભાવનગરી તેમાં ગત થયા. તે સુરત ગયો; અને તેના ઘરમાંથી કંઇ કાગળીયા ચોરી લાવી એક ખોટો લેખ ઉભો કરવા મારી મદદ માગી. મને પાંનસે રૂપૈયા વર્ષાસન બાંધી આપ્યાથી લોભને માર્યે મેં તે કામ કર્યું. મી. ભાવનગરીની સહીનો એક ચાળીસ હજારની રકમનો દસ્તાવેજ ઉભો કર્યો. હવે છેવટમાં જો હું મી. ભાવનગરીને જાહેરમાં લાવું તો કીશન લવજી માર્યો જાય, હું નિમક હરામ ખપુ. અને મારા વર્ષાસન સાથ બીજા મળતા હજારો રૂપૈયા હું ખોઇ બેસું. એ કારણુથી મેં ભાવનગરીને અત્યારસુધી અંધારામાંજ રાખ્યો છે. અને વધુમાં પેલી

પાંનસોની રકમ દર વર્ષે હું તેને સુખાકારીમાં રાખવા ત્યાં મોકલું છું. પરંતુ હવે કીશનજીના પાપનો ઘડો ફુટી ગયો છે. માટે આ વાત મેં તમને કહી છે. ચાલો હવે મી. ભાવનગરી સાથ તમને મેળવી તે તમને સોંપું.

આ આનંદદાયક વર્તમાન સાંભળી સર્વે અત્યંત ખુશ થયાં અને લાલકાકા સાથે સર્વે કોલાબે ગયા. લાલકાકાએ મી. ભાવનગરીને તેઓને સોંપ્યા. અહા ! આ વખત રસ્ના, તારા, તથા રસિકલાલ સાથ રમણને થોડો આનંદ થયો હશે ? ! હદથી જયાદે. તેઓ અરસપરસ ભેટી હર્ષાશ્રુ ટપકાવા લાગ્યાં અને ખુશીઆખુશી મી. ભાવનગરીને લેઇ તેઓ સર્વે શહેરમાં આવ્યાં.

## પ્રકરણ ૧૦ મું.

## સેશન કોર્ટ.

સ્વર્ગ નર્ક આ લોકના સઘળા રસ્તા સ્હેજ,
તે મળવાનાં ત્રણ જુવો આ દરવાજા એજ.
*　　*　　*　　*　　( ક. દ. ડા. )

પાપી મનુષ્ય કોઇ દિવસ સુખી થાયછે એવું કોઇએ સાંભળ્યું છે ? ! અધર્મી, દુષ્ટ, પાપવાસનાથી ભરેલાં કપટી, વિશ્વાસઘાતી વ્યભીચારી, છળથી, પુર્ણ મનુષ્યો પરીણામે દુઃખને દુઃખજ પામે છે.

( દી. હ. ઇ. સુ. દે. )

આજનો દિવસ તો કરપીન કામ કરનારાઓને પુરતી રીતે શાસન કરવા તરીકેનો ઉદય થવા લાગ્યો. નેકીનાં ફળ નેકીએ વળગી રહી બદીના ફળ ન્યાયાસન આગળ તુટી પડવાનો વખત આવ્યો. સોનાના કીધેલાં કૃત્ય બદલ તેણીને આજરોજ મેદાંનની શેસન કોર્ટમાં નોંધવામાં આવી છે; અને તેની સાથે પેલા નામદાર બાપના શાહજાદાઓ મનમોહન વીગેરેને પણ દોરાવું પડયું છે. બીજી તરફ ડૉકટર ભોદલજીને પણ તેના પાપી કૃત્યનો બદલો મેળવવા અત્રેજ ઉભો કરવામાં આવ્યો છે.

પ્રથમ પોલીસ કોર્ટમાં તોહોમતદારોની જુબાની થતાં પોલીસે મદદગારોને ખોળી કાઢી ગુન્હો સાબીત ગણી અત્રે કમીટ કીધો હતો.

કીશન લાલજીની આ તમામ કામમાં ઘણી જરૂર હતી પરંતુ તે નાશી ગયો હોવાથી તેને પકડવા કોર્ટે વારંટ કાઢયું હતું.

સોના સામી ફરીયાદ તારાની છે; અને ડૉકટર ભોદલજી સામે રૂગ-

ણુલાલ તથા મનમોહન વીગેરેપર રાધાની ફરીયાદ છે. અને આ ત્રણે ફરીયાદી તરફથી પ્રેમરાય બારીસ્ટર હાજર છે. સોના તરફથી મી. ગજ્જર અને બુદેલીયા સોલીસીટરોની ફરમાસથી મી. ખંડાલેવાલા તથા ડાકટર બોદલજીના તરફથી મી. સોંરઠીયા બારીસ્ટરો હાજર હતા. જડજ સાહેબ આવી ન્યાયાસને બીરાજ્યા. અને આજના કેસો વીશે સીરસ્તેદારને પુછ્યું.

જડજ-ઉવૅલ મી. રઘુનાથ હાઉમેની કેસીઝ આર ઑન ધી ફાઇલ ટુડે ?

સીરસ્તેદાર—ધૅર આર સેવન સર.

જડજ-હુ ઇઝ ધી ફરસ્ટ કમ્પ્લેનન્ટ ફર્સ્ટ ઇઝ હી પ્રેઝન્ટ હીયર ?

સીરસ્તેદાર-યસ, સર. બટધ વીટનેસ સોઝઆર નૉટ પ્રેઝન્ટ.

જડજ—ઉવૅલ કીપ ઇટ અપ વૉરંટ ધેમ ટુ બી. પ્રેઝન્ટ ઓન ધી નેક્સ્ટ ડેટ

સીરસ્તેદાર—ઉવેરી વૅલ સર.

જડજ—( વીચીઝ ધી નેક્સ્ટ કેસ ?

સીરસ્તેદાર-બાઇ તારા,

સીપાઇ—બાઇ તારા હાજર હે ?

તારા—હાજી, તારા ડાખલ થાય છે.

સીરસ્તેદાર—બાઇ સોના.

સીપાઇ—સોના હાજર હે ?

સોના—હાજર સાહેબ.

તોહોમતદારને પીંજરામાં ઉભી કરી ફરીયાદીની જુબાની લેવી શરૂ થાય છે.

સીરસ્તેદાર—તારા બાઇ આપ કહેશો કે હું જુઠું બોલું તો મને પરમેશ્વર પુછે.

તારા—હું જુઠું બોલું તો મને પરમેશ્વર પુછે.

સિરસ્તેદાર—આપનું નામ શું ?

તારા—મારૂં નામ તારા, કરશનદાસ ભાવનગરી ઉમ્મર વર્ષ અઢાર, જાતે ભાટીયા, ધંધો નોકરીનો, ઠા. બાપદેવ સ્ટ્રીટ, રશિકલાલ શ્યામજીના માળામાં.

ફરિયાદીના વકીલ મી. પ્રેમરાયે ઉઠી સવાલ કરવા શરૂ કીધા.

પ્રેમરાય—વારૂ, આ સોનાને તમે ઓળખો છો કે ?

તારા—હાજી, એ મારી સાથ સ્કુલમાં નોકર છે.

પ્રેમરાય—આપ કેઇ સ્કુલમાં નોકર છો. ?

તારા—ખેતવાડીની નોરોજ કન્યાશાળામાં.

પ્રેમરાય—આપ તેનાથી ઉતરતા કલાસમાં છો કે ચડતા ?

તારા—સાહેબ ચડતા, એને સત્તર મળે છે ને મને પાંત્રીસ.

પ્રેમરાય—આપને ને તોહમતદારને કાંઇ દોસ્તી છે ?

તારા—નાજી, હું સ્કુલમાં નોકર થઇ; અને જ્યારથી એઓ ઉપર મેં ચાન્સ મેળવ્યો ત્યારથી તેઓને અને મ્હારે બોલવા સબંધીનો વ્યવહાર પણ બંધ છે. પરંતુ થોડા દિવસપર તેઓના ઘણા કાલાવાલાથી હું એઓને ત્યાં જંબા ગઇ હતી.

પ્રેમરાય—તેને ત્યાં શું હતું. ?

તારા—તેતો કહેતાં હતાં કે ગયા માસમાં મને માતાનું થવાથી મારી માએ ગોયણીયો જમાડવાની બાધા રાખી હતી.

પ્રેમરાય—તોહમતદાર તમને જંબા બોલાવા આવી ત્યારે તે કંઇ વાહન લાવી હતી? તથા તે બોલાવા આવી ત્યારે કેટલા વાગ્યા હતા. ?

તારા—તે વખત સાડા અગીયાર થયા હતા. અને તેઓ બે ઘોડાની ફેટીન લેઇ આવ્યાં હતાં જેમાં બેસાડી મને તેઓને ઘેર લેઇ ગયાં હતાં.

પ્રેમરાય—તમો ત્યાં કયાં સુધી રહ્યાં ?

તારા—લગભગ સાડાપાંચ સુધી હું ત્યાં હતી. બાદ સાંજ પડવાથી મેં ઘેર આવવા તેઓ પાસે રજા માગી. તે વખત તેઓએ એક બલુરંગની ઑાઝલીયાની ઝીકની કોર મુકેલી સાડી મને અતિ આગ્રહથી આપી. અને એક અત્તરની શીશી તેઓએ મને આપવા માંડી જેનો મેં સ્વીકાર ન કરતાં શોખ નથી કહ્યું. તોપણ તેઓએ મને ઘણોજ આગ્રહ કર્યો અને પસંદ કરવા જરા સુંગવા કહ્યું. મેં જરા શ્વાસ લીધો એટલામાં હું શુદ્ધિ વીનાની થઇ પડી. પછે મારૂં શું થયું તે મને ખબર નથી. બાદ, બીજા દિવસના આઠ વાગે મને તેનું ઘેન ઉતર્યું. જાગી જોઉં છું તો હું આશ્ચર્ય ચકીત થઇ. ન મળે મારૂં ઘર કે ન મળે મારી માય, અને હું એક વિશાળ મકાનમાં બંધ હતી. એટલામાં આપે તથા આપની વ્હેને, તથા આપની માતુશ્રીએ આવી મને ઉગારી.

પ્રેમરાય—આ બાબત તમારો કોઇ સાક્ષી છે. !

તારા—જી હા, સુંદરબાઇ, ચંદા વ્હેન અને મારી મા છે.

પ્રેમરાયનો સવાલ નહિ હોવાથી તોહમતદાર તરફથી મી. ખંડાલેવાલા બારીસ્ટર ક્રોસ કરે છે,

ખંડાલેવાલા—તારા બાઇ આપને મારે ફકત થોડુંજ પુછવાનુ છે તે કહેશો કે જો તમારે સોના સાથે દોસ્તી હતી નહી તેમ તમે તેની ન્યાત નહિ હતાં તો તેને ત્યાં ગોયણી થઇ કેમ જમવા ગયાં ?

તારા—સાહેબ, એ સવાલનો જવાબ અગાડી આવી ગયો છે તદપી આપને જણાવું છુ કે સ્કુલમાં તેઓ પોતે મારા તરફ જે આજ સુધી દુશ્મનાઇની ચખમ રાખતાં તેની નાફી માગી અને કહ્યું કે સદરહુ પ્રસંગે મારે ત્યાં આપણો દોસ્તીનો હક ઘણે દીવસે તાજો થયો માટે જમવા આવવું. અને એ બાબત મારી માતુશ્રી આગળ ઘણા કાલાવાલા કરી ગઇ ત્યારે તેઓએ મને મોકલી. હુ ગોયણી થવા નહી ગઇ હતી. તેમ તેણીએ મને ગોયણી થવાનું નહિ કહ્યું હતું પરંતુ તે પ્રસંગે જમવાનું કહ્યું હતું.

જડજ—હેવયુ એની મોર કવેશ્ચન મી. ખંડાલેવાલા. ?

ખંડાલેવાળા—નો સર.

જડજ—ગો ઑાન સુંદરબાઇ કો બુલાવ.

પ્રેમરાય—સાહેબ. એઓને બોલાવ્યા અગાઉ એમના એક નોકરની સાક્ષી દર્શનીક પુરાવા તરીકે બહુ અગત્યની થઇ પડે તેમ છે, અને તે હાજર છે.

જડજ—યસ, ગો ઑાન.

નોકર હાજર થાયછે. તેને પ્રતીજ્ઞા આપી નામઠામ પુછયા બાદ

પ્રેમરાય—આ તોહોમતદાર તથા ફરીયાદીને ઓળખે છે કે ?

નોકર—હાજી, દીઠે ઓળખુછું.

પ્રેમરાય—તેઓને વિશે તું શું જાણે છે. ?

નોકર—એક દિવસ મનમોહનદાસનો ઘાટી ચીઠી લેઇ મારી શેઠાણીને ઘેર આવેલો; તે વખત મારી શેઠાણીએ મને વાતથી માહેતગાર કરી મનમોહન તથા મારા શેઠ કયાં જાય છે. અને શું બીના બનેછે તે જાણવા મને તે ઘાટી પછવાડે છુપી રીતે મોકલ્યો. તો મનમોહન, લાલુ અને બાઇદાસ વીગેરે કાવસજી પટેલના તલાવ પાસેની હોટલમાં બેઠા હતા. બાદ થોડી વારે મારા શેઠ પણ ત્યાં આવ્યા. આ મારા શેઠ સુધાં ચારે દોસ્તોમાંથી મને કોઇ ઓળખતુ નહિ એથી આઘે બેસી એઓની વાત સાંભળવા મને સુગમ પડતું હતું. આજ રોજ તેઓ તોહોમતદારને ઘેર ગયા. અને ફરીયાદીને જંબાને બ્હાને બોલાવાનો ઠરાવ કર્યો. તોહોમતદારના મહેનતાણા બદલ તેને તેઓ દોસ્તોએ રૂ. એક હજાર રોકડા તથા બે ફીકની કોરવાળી સાડીયો આપવાનું કબુલ કરી તે ઠરાવ બીજા દિવસપર

મુલત્વી રાખી તેઓ અત્રેથી ઉઠયા અને ઘેર ગયા. બાદ બીજે દિવસે પાછા કાવસજી પટેલના તલાવ પાસેના હોટલમાંજ એકઠા મળ્યા; અને પાછા તોહોમતદારને ઘેર તેઓ ગયા. તોહોમતદારે કહ્યું. નોતરૂ દેઇ આવી છું અને તેણી કાલે આવશે. માટે તમારે કાલની સાંજના છ વાગતે ગાડી લેઇ નીચે ઉભા રહેવું. હું તમને ઇશારો કરૂં એટલે તમો ઉપર આવજો. મારા શેઠે આ વખત એક શીશી તેણીને આપી. અને કહ્યું આ તેને મ્હાય તે બાને સુંગાડજો એટલે તેણી બેભાંન થશે એટલે આપણુને ફાવશે. તોહોમતદારે તે શીશી લીધી. બાદ સર્વે બીજા દિવસની સાંજના છ વાગે ગાડી લેઇ પાછા આવ્યા. હું પણ તે દિવસે પાંચ વાગ્યાનો જઇ તે મકાન નીચે આમથી તેમ ફરતો હતો; એટલામાં મારા શેઠ વગેરે ગાડી લેઇ આવ્યા. થોડી વારે તોહોમતદારે તેઓને ઇશારો કરવાથી ઘોડાની લગામ હું ત્યાં ઉભો હોવાથી જરા રોકવાનું કહી તેઓ ઉપર ગયા. અને ફરીયાદીને બેભાંન અવસ્થામાં નીચે ઉચકી લાવી ગાડીમાં નાખી તેઓ પરેલ ભણી ચાલતા થયા—

પ્રેમરાય—તું પછવાડે કાં ન ગયો?

નોકર—તેઓના પ્રથમના ઠરાવથી મને ખબરજ હતી કે તેઓ પરેલ પરના મારા શેઠને બંગલેજ જવાના છે તેથી હું તેણી બાજુ ન જતાં લાગલો મારી શેઠાણીને કહેવા ગયો.

ખંડાલેવાલા—ત્યારે તોહોગતદારના ઉપર જે વાત થતી હતી તે સર્વે તું નિચે બેસીજ સાંભળતો કેમ?

નોકર—નાજી તેઓ સર્વે ઉપર ગયા બાદ દાદરના ફ્ડેદારની અંદર એક તાકું હતું તેમાં છુપાઇ ઘોડાની લગામ બીજાને શોંપી હું દિવાનખાનામાં થતી વાત સ્પષ્ટ રીતે સાંભળતો હતો જ્યાં રહી સાંભળતાં મને કોઇ દેખી શકતું નહી.

જડજ—મી. પ્રેમરાય, આઇથીંગ, ધેરઇઝ, નેસેસીટી, ઓફ સુંદરબાઇ એઝ આ વીટનેસ ઇન ધીસ કેસ

પ્રેમરાય—એઝ સીઇઝ પ્રેઝન્ટ હીયરઅન્ડ મે. બી કોલ્ડ કાફ વીટનેસ સર

આ વખતે તારાના શિયળનું લક્ષણું કરવા દયાનાં પગલાં ભરનાર પતિવ્રતા સુંદરબાઇ સાક્ષી રૂપે દાખલ થઇ. સીરસ્તેદારે તેને પ્રતિજ્ઞા આપ્યાબાદ નામ ઠામ લખી લીધુ.

જડજ—આ કામમાં આપ જે કંઇ સાચી બીના જાણતાં હો તે કહી દો.

સુંદરબાઇ—એક દિવસ મારા ધણીના દોસ્ત મનમોહનની મારા ખા-

વીંદપર ચીઠી આવી. મારા ખાવીંદ મારા મકાનપર કોઇક વખત આવેછે આ વખત તેઓ ત્યાં નહિ હોવાથી તે ચીઠી મારા હસ્તમાં આવતાં મેં વાંચીતો તેમાં એક છોકરીને પંજામાં સપડાવવાની મતુલબ હતી. મારા ખાવીંદ તથા તેના દોસ્તોની આ વરતણુકથી મારી લાગણી દુખાવા લાગી, અને તેઓના વિચારની હું વિરૂદ્ધ થઇ- મનમોહન ઘણો લુચ્ચો છે એ હું જાણુતી હોવાથી તે ચીઠી લાવનારને વિદાય કરી તેની પાછળ તેઓ શું યુક્તી કરે છે; અને કોણ ગરીબ બાળાને તે વ્યથામાં નાંખેછે તે જાણુવા મારા એક છુપા જાસુસને મોકલ્યો. મારો જાસુસ દરરોજ જે બીના બનતી તે મને કહી જતો હતો. બાદ એક રાતરે ફરીયાદીને તોહમતદારના ઘરમાંથી બેભાન કરી ઉઠાઉ ગીરા લેઇ ગયા. એ ખબર મને મારા જાસુસે આપતાં અમો બીજા દિવસે મારા ધણીના પરેલપરના બંગલે ગયા ત્યાંથી તેણીને છોડી લાવી તેની માને સોંપી

જડજ— આપની પાસે પેલી મનમોહનદાસે મોકલેલી ચીઠી છે?

સુંદરબાઇ— હાજી આ રહી. [ ચીઠી રજુ કરે છે. )

ખંડાલેવાલા— એ ચીઠી મનમોહનની છે એવી શું ખાત્રી?

સુંદરબાઇ— મારી પાસે તેની બીજી ચીઠીઓ છે તે પણુ હું રજુ કરૂં છું. જે બતાવેથી ખાત્રી થશે.

પ્રેમરાય— આ વખતે કોર્ટને મારે જણુાવવાની અગત્ય છે કે મનમોહનદાસ પર આ કામ સબંધી ફરીયાદીને ઉઠાવીને લેઇ ગયા બાબત ફરીયાદ મંડાઇ છે. અને તે વખતે આ ચીઠીઓ તેના હાથની છે કે કેમ તેનો ખુલાસો કરી લેશો અગર હાલ ખુલાસો મેળવવો હોય તો તેને સાક્ષીમાં દાખલ કરવો.

જડજ— નહી બેવડા ખુલાસા મેળવવાની જરૂર નથી. જે વખતે તેના પર કામ ચાલશે તે વખતે શંકા દુર કરી લેઇ શું અને મી. પ્રેમરાય તેઓનો કેસ પણુ આ કેસને લગતો છે. જેથી તેઓનો કેસ ચલાવ્યા બાદ આ કેસનો ઠરાવ આપવો હું દુરસ્ત ધારૂં છું.

પ્રેમરાય— ઉવૅરી ઉવૅલ સર.

ફરીયાદીના સાક્ષી પુર્ણુ થતાં તોહોમતદારની જુબાની થાય છે.

સીરસ્તેદાર— તમારૂં નામ શું, ઉમર, ધંધો, ઠેકાણું?

સોના— મારૂં નામ સોના. બાપનું નામ રામશંકર, ઉમર વરસ ૨૨ જાતે બ્રાહ્મણુ, ધંધો નોકરી, ઠા. વચલા ભોઇવાડામાં જમનાદાસ શેઠના માળામાં.

મી. ખંડાલેવાલા— આ ફરીઆદીને તમે ઓળખો છો કે?

સોના— હાજી, અમો એક સ્કુલમાં નોકર છીએ.

મી. ખંડાલેવાલા— વારૂ તમો તેઓપર કંઈ દુશ્મનાઈ રાખો છો?

સોના— નાજી.

મી. ખંડાલે— તમોએ તેઓને તમારે ત્યાં જંબા બોલાવ્યાં હતાં?

સોના— હાજી મારી માનતાની ગોયણીઓ હતીયો તે દીવસે મારે દોસ્તી હોવાથી જંબા બોલાવેલાં.

મી. ખંડાલેવાલા—તમોએ તેને જમાડી દોસ્તના હકમાં કાંઇ આપ્યું હતું?

સોના— એક ઝીકની કોર ભરેલી બલુરંગની ઓઝલીઆની સાડી તથા એક અત્તરની શીશી.

મી. ખંડાલેવાલા—તેઓ પછી તમારે ઘેરથી કયારે અને કયાં ગયા હતાં?

સોના— તેઓ મારે ત્યાંથી ચાર વાગે ગયાં અને તેઓ ચરની રોડ પર ફરવા જવાનું કહેતા હતાં.

ફરીયાદીના વકીલે ક્રોસ કીધા.

પ્રેમરાય—સોના બાઇ મને કહેશો કે તમારી માનતાની ગોયણીયો કેટલી માની હતી અને જે દિવસે ફરિયાદીને જંબા બોલાવ્યાં તે દિવસે જંબામાં કેટલી હાજર હતી?

સોના—ગોયણીયો તેર માની હતી. અને તેરેને જંબાનું કહ્યું હતું. પરંતુ ફરીયાદીના આવ્યા અગાઉ તેઓ જમી વિદાય થઇયો હતીયો.

પ્રેમરાય—જે જંબા આવીયો હતીયો. તેઓમાંથી એક બે અત્રે બોલાવી શકશો અગર તેમાંથી કોઇનાં નામ દેઇ શકશો?

સોન—આજ સુધી તેઓનાં નામ કેમ સાંભરે? અને હાલ કોઇ સાસરે હશે કે કોઇ પીએર હશે તો તેઓને કયાં ખોળીએ.

પ્રેમરાય—ઠીક હવે સમજાયું. મગર હવે જરા એટલું તો કહો કે ફરીયાદીને તમે અત્તરને નામે કલોરોફોર્મની દવા સુંઘાડી બેભાન કીધાં હતાં?

સોના—નાજી. તેમ કરવાનું કાંઇ કારણ? જે આપવામાં આવ્યું હતું તે અત્તરજ હતું. જે લેઇ ને ખુશીબા ખુશીથી તેઓ મારે ઘેરથી સીધાવ્યાં હતાં.

પ્રેમરાય—ઠીક ત્યારે એ વાત પડતી મુકીએ. પણ એટલુ તો કહેશોને કે ફરીયાદીને તમે જંબા તેડવા ગયાં ત્યારે પેલી બે ઘોડાની ફેટીન કોની લઇ ગયાં હતાં?

સોના—( આ સવાલથી ઘણીજ કચવાઇ બોલી. ) કીશનજી શેઠની.

પ્રેમરાય—હાં,! કીશનજી શેઠને તમે ઓળખોછો ! અને તે શાથી ?

સોના—તેઓને ને અમારે ઘણા દિવસની લેવડ દેવડ ચાલે છે માટે ઓળખુંછું.

પ્રેમરાય—ફરીયાદીને ફસાવવા માટે કીશનજીએ તમને કેટલા રૂપીઆ તમારા મહેન્તાણા બદલ આપ્યાછે ? સાચું બોલજો.

સોના—સાહેબ, એ વાત ખોટીછે.

જડજ—હેવ યુ એની મોર કવેશ્ચન. મી. પ્રેમરાય ?

પ્રેમરાય—નો સર.

તોહોમતદારના પુરાવો વધુ નહી હોવાથી તે કામ ઠરાવપર મુલ્તવી બીજો કેશ ચલાવવામાં આવ્યો.

સીરસ્તેદાર—તોહમતદાર ભોદલજી અને ફરીયાદી રમણલાલ ફું બુલાવ.

અરજદાર તથા તોહમતદાર હાજર થાયછે. ફરીયાદીની જુબાની શરૂ થાયછે. પ્રતીજ્ઞા આપ્યા બાદ—

પ્રેમરાય—તોહમતદાર ડૉકટર ભોદલજીને આપ ઓળખોછો ? અને તે ક્યારથી ?

રમણ—કીશન લવજીને ત્યાં હું નોકર હતો. ત્યાં મારૂં મગજ ભમવાથી હું દિવાના જેવો બનેલો; બાદ થોડા દિવસથી હું સદરહુ ડૉકટરને ઘેર પડેલોછું તેથી તેને હું ઓળખુંછું

પ્રેમરાય—તોહોમતદાર તમને દવામાં ઝેર આપતો હતો એમ તમે શા ઉપરથી કહોછો ?

રમણ—તોહોમતદારને ત્યાં હું આવ્યો બાદ, મારૂં મગજ સાફ હતું. આ વખત એક ઘાટી મને દવા આપતો હતો. આ દવા નીચે કાળી તથા ઉપર પાણી જેવી હતી અને તે હલાવેથી બલુરંગ થઇ જતો હતો. હું ક્યાં પડયોછું એવો મને વિચાર આવતાં ઘાટી મને પ્રથમજ દવા આપવા આવ્યો. હું તે દવા પીવા જેવું ડોળ કરી કડવી લાગવાથી એક પોહોળા મોંના વાસણમાં કોગળા કરી નાંખતો. એમને એમ બે ત્રણ દિવસ ચાલ્યું બાદ એક દિવસ રાત્રીના અગીયાર વાગે ડાકટર પોતે મારી પાસે આવ્યો, તો મને ઉંઘતો જોયો. એટલે ઘાટીને કહ્યું કેમ આ દવા પીએછે ને ? ઘાટીએ કહ્યું હાજી. ડાકટરે કહ્યું. તેથી કેમછે ? ઘાટીએ કહ્યું પ્રથમના કરતા ઠીકછે. પણ બદન સીથીલ થતું જાયછે. ડાકટર બોલ્યો વેરીવલ, પણ લાવ જોઇએ જે દવા તું એને આપેછે તે હવે કેટલીકછે ? આ પ્રમાણે પુછવાથી ઘાટીએ તે શીશી તેને આપી બહારના હોલમાં ખુમાટો થતાં તેઓ બંને બહાર ગયા, આ વખત પેલી શીશી તેઓ ટેબલપરજ ભુલી

ગયા. જો કે મારામાં આ વખત જોઇએ તેટલી શકતી નહોતી. તદપી બનતી જોગવાઇગે હું ઉઠયો. અને પેલી શીશી લેઇ વાંચવા લાગ્યો તો તેના ઉપર એકોનાઇટ (Aconite) એવું નામ હતું. એકોનાઇટ એ નામતું ઝેર થાયછે. એવું મને માલમ હોવાથી તે શીશી મેં મારા ખીસામાં મુકી. અને પેલી કોગળા કરેલી શીશી પણ એક કપડામાં છુંપાવી રાખી. કેટલીકવારે કેટલાક સીપાઇઓ ડાકટરને પકડી મને ખોળતા અંદર આવ્યા. પોલીસમાં મેં એજ શીશીયો તેજ વખતે રજુ કરીછે.

જડજ— ઇઝધેર એની એવીડન્સ?

પ્રેમરાય—હા સાહેબ. એક ચંદા નામે કીશન લવજીની છોકરી છે. તે ફરીયાદીને કીશન લવજીને શી રીતે દુશ્મનાઇ થઇ અને કીશન લવજીએ ફરીયાદીને મારી નાંખવા સુધી પગલાં કેમ ભર્યાં તેનો સ્પ ખુલાસો કરી આપશે અને તે હાજર છે.

તોહોમતદારનો ફરીયાદી ઉપર કંઇ સવાલ નહીં હોવાથી ચંદાની જુબાની શરૂ થઇ. તેને પ્રતીજ્ઞા આપી નામ ઠામ પુછયા બાદ—

પ્રેમરાય—આ બંને પક્ષકારોને તમે ઓળખોછો?

ચંદા—હાજી ફરીયાદી મારે ત્યાં પેઇન્ટરનું કામ કરતો હતો; અને તોહોમતદાર મ્મારી ન્યાતનો એક ડાકટર છે.

પ્રેમરાય—તમાને ત્યાંથી ફરીયાદીને ડાકટરને ત્યાં કેમ મોકલવામાં આવ્યો. તે વીશે કંઇ તમે જાણોછો?

ચંદા—હાજી, તેવાત હજુ મારા જીગરમાં તાજી છે. થોડા દિવસપર ફરીયાદી કાંઇક સબબથી દિવાનો બની ગયો હતો; અને મારા બાપને ખુન કરનાર એમ ગાળો દેતો હતો. આથી એક દિવસ તેઓ પ્રભુ જાણે કેમ ઉશ્કેરાયા; અને એક રાત્રીએ તેની દવામાં ઝેર ભેળવવા યુક્તી કરી. એ વખેત રાત હતી. દરદી મારો ચીતારો હોવાથી હું તેની હાલત જોવા ગઇ. એટલામાં બહારથી કોઇ અંદર આવતું હોય એવા ભણુસારા થતાં હું ત્યાં પડેલા કોચ પછવાડે ભરાઇ જોવા લાગી. તે આદમી અંદર આવ્યો. ફરીયાદીને ઊંઘતો જોઇ તે તેની દવામાં કંઇ ભેળસેળ કરી પોતાતું કાર્ય ફત્તે થયેલું સમજી ચાલતો થયો. આ આદમી મારો બાપ (કીશન લવજી) પોતેજ હતો. આટલી રાતે છાની રીતે આવી દર્દીની દવામાં ભેળસેળ કરી ગયો તેનું કાંઇ કારણ હોવું જોઇએ એવી મને શંકા થતાં તે દવાની સીસીની જગાએ એક પાણીની સીસી ગોઠવી તે દવાની સીસી ઉપાડી લેઇ હું મારા ઓરડામાં આવી. અને સવાર થતાં પરેલ-

પરના પ્રખ્યાત ડાકટર જહાંગીરજી ફરામજી દારૂવાળાને બોલાવી બતાવતાં તેઓના કહેવાથી તેમાં "એકોનાઇટ" નામે ઝેર મીશ્ર હતું.

જડજ—તે સીસી આપની પાસે છે ?

ચંદા—"હાજી તે આ રહી" ચંદા દવાથી મીશ્ર થએલી ઝેરની શીશી રજુ કરેછે.

જડજ—પછી શું થયુ ?

ચંદા—બાદ એક દીવસ દર્દી તેની રૂમમાંથી ગુમ થયેલો મને માલમ પડયો. હું તેની તપાસમાં હતી. એટલામાં મારી ચંપા નામની ચાકરડીએ મારા હાથમાં એક કાગળ મુકયો. જે કાગળ "ફરીયાદીને તમારે ત્યાં રાખી તેને આસ્તે આસ્તે જેર કરવો અને તે બદલ હું મારી છોકરી તમને પરણાવીશ." એવી તોહોમતદારને મારા બાપે કરી આપેલ લેખની નકલ હતી.

જડજ—તે આપની પાસેછે ?

ચંદા—"હાજી, આ રહી." ચંદા તે નકલ રજુ કરેછે.

જડજ—પછે ?

ચંદા—બાદ હું મારા બાપના આ અઘોર કૃત્યથી કંટાળી મારી મા—જેને મારા બાપ જુદા રાખતા હતા. તેને ત્યાં ગઇ. અને ફરીયાદી પર આવી પડેલા સંકટમાંથી તેને બચાવવા તેણીની મદદ માગી. આ વખત મારા ભાઇ બારીસ્ટર થઇ વિલાયતથી આવ્યા હતા. મેં તેમને આ સર્વે વાત વિદીત કરી. તેઓએ પોલીસમાં જાહેર કરી ફરીયાદીને છોડાવ્યો એજ હું જાણુંછું.

મી. સોરઠીયા—બોલો ચંદા બ્હેન કીશનજી તમારા બાપ થાય કે ?

ચંદા—હાજી.

મી. સોરઠીયા—ત્યારે તમારા બાપની તરફેણમાં તમે ન રહેતાં ફરીયાદીની તરફેણમાં રહોછો તેનું કાંઇ કારણ ? શું તમારા બાપથી તમોને નથી બનતું ?

ચંદા—નાજી બનેછે. પરંતુ હું સદા સત્ય બોલુંછું અને જે સત્ય હતું તેજ મેં કહ્યુંછે તેમાં મેં કોઇનો પક્ષપાત કીધો નથી.

ચંદાની જુબાની થઇ રહ્યાબાદ ફરીયાદીના સાક્ષી પુરા થતાં તોહોમતદારની જુબાની ચાલવી શરૂ થઇ.

સીરસ્તેદાર—નામ, ઉમર, જાત, ધંધો, ઠેકાણું વીગેરે લખાવો.

ડૉકટર—મારૂં નામ બોદલજી વીરજી, જાતે ભાટીયા ઉમર વર્ષ ૪૫) ધંધો ડૉકટરનો ઠા. મચ્છી બજાર—

તોહોમતદારના વકીલે ઉઠી સવાલ કર્યા.

મી. સોરઠીયા—આપ આ ફરીયાદીને ઓળખોછો કે?

ડૉકટર—હાજી કીશનજી શેઠને ત્યાં એ નોકર હતો. થોડા દિવસપર તે ત્યાં દીવાનો થવાથી તેને મારા પ્રાઇવેટ મેડહાઉસમાં દવા કરાવા તેઓ મુકી ગયા હતા.

મી. સોરઠીયા—કીશનજી કોણછે તથા તે કેવોછે?

ડૉકટર—તે અત્રેના શરાફ બજારનો નામાંકીત શરાફછે; અને ઘણો આબરૂદાર છે.

મી. સોરઠીયા—રજુ થએલી એકોનાઇટની શીશી વિશે તમે કશું જાણોછો?

ડૉકટર—હાજી એ દવામાંથી અમે ઘેનની ગોળીયો બનાવીએ છીએ.

મી. સોરઠીયા—ફરીયાદીને કોઇ દિવસ એ દવામાં આપતા હુતા?

ડૉકટર—નાજી. બીલકુલ નહી. વધુ સવાલ નહી હોવાથી તે બેસેછે.

જડજ—ગોઓન. મી. પ્રેમરાય.

પ્રેમરાય—યસ, સર. ( તોહોમતદાર પ્રતિ ) ઉર્ત્તેલ ડૉકટર બોદલજી તમારે ત્યાં કીશનજીએ ફરીયાદીને દવા કરાવા રાખ્યો તેના બદલામાં તેઓએ તમને કંઇ આપવું ઠરાવ્યું હતું?

ડૉકટર—નાજી.

પ્રેમરાય—( જડજ પ્રતિ ) તોહોમતદાર કેટલો જુઠોછે અને તે પોતાનો બચાવ કરવા માટે કેટલું જુઠું બોલેછે તેનો ખ્યાલ કોરટને કરવા અત્રે એનાજ તાબાનો એક નોકર જે ફરીયાદીને દવા આપતો હતો તેની જુબાની લેવાની ઘણીજ અગત્યછે અને તે હાજરછે.

જડજ— વેરીવેલ, ગોઓન.

તોહોમતદારનો નોકર હાજર થાય છે એટલે તોહોમતદારને બહાર ઉભા રાખે છે.

સીરસ્તેદાર— બોલરે જુઠું બોલું તો મને પરમેશ્વર પુછે.

નોકર— મી જુઠ બોલું તો મલા ઇશ્વરાચી સપત.

સીરસ્તેદાર— તોઝા નામ કાય?

નોકર— સકારામ ભાઉ.

સીરસ્તેદાર— જાત.

નોકર— મરાઠા.

સીરસ્તેદાર— ઉમર ધંધા અને રહેતોસ કુઠે,

નોકર— ઉમર ચૌવીસ વર્ષાચી, ધંધા નોકરી ચા, આણી રહેતોસ ફ્રાક-લેંડ રોડ મધી મીયાજી અબદુલ હુસેન ચા માળા મધી.

પ્રેમરાય— આ ડૉકટર ભોદલજીને તથા ફરીયાદીને ઓળખે છે કે ?

નોકર— હા, ડૉકટર ભોદલજી માઝા શેઠ આહે, આણી હી ફરીયાદી ડૉકટર ભોદલજીચ્યા દવાખાના મધી દરદી હોતા.

પ્રેમરાય— તું કોઇ દીવસ દરદીને દવા આપતો હતો ?

નોકર— માઝા શેઠ બાહીર જાત હસ્તા તી સમય હી માલા સુપ્રત કરૂન જાત હોતા તે મુજબ મી દવા દેતો અસ્તો.

પ્રેમરાય— તે દવા એક નાની શીશીમાંથી ચાર પાચ ટીપાં આપવામાં આવતી હતી?

નોકર— હા, આણી દુસરી દવા મીશ્રીત કરત અસતા.

પ્રેમરાય— જે દવાનાં ટીપાં રેડવામાં આવતાં તેનું નામ જાણે છે.?

નોકર— ત્યાચ્યા નામચી મલા ઠાવક નાહી પરંતુ દેખત તુરત ઓળખીન.

પ્રેમરાય—એ દવા તું કેટલે વાગે આપતો હતો.?

નોકર— રાત્રીચી વેળા.

પ્રેમરાય— જો આ તે દવા હોય ? શીશી બતાવે છે.

નોકર— હા હીજ આણી હી. શીશી માઝા શેઠ સંભાળુન રાખતા હોતા.

પ્રેમરાય— તે શીશી તારો શેઠ સંભાળથી રાખતો હતો તો પછી તે તને કેમ સોંપી જતો ?

નોકર— શેઠચા પ્રાઇવેટ કામ મીજ કરત હોતા સબબ શેઠચા મી પુર્ણ વિશ્વસુ હોતા.

મી. સોરઠીયા— જે દવાની શીશી હાલ હાજર છે તેમાંથી તું ફરીયાદીને આપતો તેમ કોઇ વખત બીજાને પણ તેજ શીશીમાંથી દવા આપતો?

નોકર— યાચી મલા ઠાવક નાહી પરંતુ બહુત કરૂન નહીજ દેત હોતો.

નોકરની જુબાની થતાં પાછી તોમતદારની શરૂ થાય છે.

પ્રેમરાય— ડૉકટર ભોદલજી સકારામ ભાઉ નામનો ઘાટી તમારો નોકર છે ?

ડૉકટર— હાજી.

પ્રેમરાય— તેને હાથે તમે દવા આપવાનું કામ કરાવતા ?

ડૉકટર— નવા દરદીઓની દવા મારેજ આપવી પડતી પરંતુ હમેશના જેને એકજ દવા આપવાની હોય તેને મારા સુપ્રત્ત કર્યા મુજબ તે આપતો.

પ્રેમરાય— ફરીયાદીને તે દવા આપતો ?

ડૉકટર— કોઇ વખતે હું બહાર કામે ગયો હઉં ત્યારે મારા કહી જવાથી તે આપે.

પ્રેમરાયે પુછવું બંધ કર્યું. તોહમતદારનો પણ સવાલ નહી હોવાથી તેમ વખત નહી હોવાથી બીજા દીવસપર કામ મુલતવી રાખી કોર્ટ બરખાસ્ત થઇ.

## પ્રકરણ ૩૧ મું.

### કરણી તેવી પાર ઉતરણી.

યાને

કર અને જો

*A sinful man can never escape punishment*

ઇનસાફ સદા અમર છે. ડાઘ વગરનો છે. તે કદી ફરતો નથી; અને જો કે આખી ગુન્હેગાર દુનિયા બળી જશે તોપણ તે આગમાંથી બહાર નીકળી આવશે; અને તેના જોરથી એક નરમ પીચ્છ પણ ખર્યા વગર બળતા ઢગ ઉપરથી ચઢી આવશે- ( વરજીલીયસ )

બીજા દિવસના સેશન ભરાતાં ડોકટર ભાઇલજીનો પુરાવો નહી હોવાથી મનમોહનદાસનો કેસ ચાલવા માંડયો. મનમોહનદાસના કેસમાં ફરીયાદી તરફનો પુરાવો અગાડી ચાલેલા કેસમાં વજનદાર થઇ પડેલો હોવાથી ફકત તેઓને એજ સવાલ પુછવાથી તેઓ ગુન્હેગાર બનતા હતા. જેથી તોહમતદારની જુબાની લેવા જડજે ફરમાવ્યું. તોહોમતદાર તરફથી વકીલ નહી હોવાથી જડજે કેટલાક સવાલ પુછયા બાદ પ્રેમરાયે ક્રોસ કીધા.

પ્રેમરાય—મનમોહનદાસ, તમો કીશનજી શેઠને ઓળખો છો કે?

મનમોહન—હાજી તે અમારા દોસ્ત થાય છે.

પ્રેમરાય—ઠીક ત્યારે કહો જોઇએ. પેલી વચલા બોઇવાડામાં રહેનાર સોનાને પણ તમે ઓળખો છો કે કેમ ?

મનમોહનદાસ આ વખત જવાપ દેવા ઘણો કચવાયો પરંતું જરા વિચાર કરી કહ્યું " તે મારી ઓળખાણવાળી નથી પરંતું કીશનજી સાથે એક વખત તેને ત્યાં હું ગયો હતો.

પ્રેમરાય—( સુંદરબાઇએ રજુ કીધેલી ચીઠીયોમાંથી મુદાની કાડી લેઇને બીજી બતાવીને ) આ ચીઠીઓ કોના હાથની અને તે કોણે કોને લખી છે તે તમે જાણો છો. ?

મનમોહન—" હાજી તે મે કીશનજી શેઠપર લખી હતી" ચીઠીયો જોઇ કહ્યું.

પ્રેમરાય—ત્યારે મહેરબાની કરી કહો જોઇએ આ પણ ચીઠી આપ-નીજ લખેલી કે બીજાની ? " મુદ્દાની ચીઠી બતાવે છે.

મનમોહન આ વખત ઘણું ગભરાયો ધૈર્ય લાવી બોલ્યો " સહી મારા જેવી છે પણ મ્હારી નહોય. "

પ્રેમરાય—ત્યારે આ બધી ચીઠીયોમાંથી તમારા અક્ષરો તથા તમારી સહીવાળી ઓળખી શકશો.?

મનમોહન—હાજી.

પ્રેમરાય—પધારો ત્યારે સાહેબ પાસે.

એમ કહી મનમોહનને જડજ પાસે લેઇ જઇ એક કાગળના કકડા-માં ત્રણ કાણું પાડી તેની નીચે પેલી ચીઠીમાં લખેલી મતલબ દબાવી કરેલી સહી ઓળખાવા મનમોહનને કહ્યું. મનમોહને ઘણી વખત મુદ્દાની ચીઠી બતાવી આથી જડજને ખાતરી થઇ કે તે ગુનેગારજ છે અને જુઠી જુબાની આપે છે.

મનમોહન પણ ડરી જઇ ખરી બીના કહી દેઇ પોતે બીન તકસીર છે એવું બચવાર્થે કહી દીધું. આથી જડજની પુર્ણ ખાતરી થઇ કે તે ગુન્હેગાર છે.

જડજ—નાઉ, આઇ ગીવયું જજમેન્ટ ડુ યુ વોન્ટટુ સે એની મોર મી. પ્રેમરાય ?

પ્રેમરાય—હા સાહેબ હું ડોકટર બોદલજીના કેસમાં કાંઇક કહેવા માગુછું.

જડજ—ધેન ગોઓન.

પ્રેમરાય—યસસર.

" કીશન લવજી અને ડોકટર બોદલજી કેવા માણુસ છે. તથા ડો-કટર બોદલજી શી લાલચે ફરીયાદીનું ખુન કરવું કબુલ કરે. તેમ કીશનજી રજુ થએલી મીસ ચંદા તરફની એક લેખની નકલ મુજબ ફરીયાદીને મારી નાખવા કરાર કરે કે નહિ તે બાબતપર મારે જરા કોર્ટનું ધ્યાંન ખેંચવાનુ છે.—

" કીશન લવજી એક મશહુર શરાફ થઇ એવું ઘાતકી કૃત્ય કરવા હામ બીડે નહીં" એવું તોહોમતદારના બચાવ માટે કહેવામાં આવ્યુ છે. એ ખોટું છે. કારણ કીશન લવજી જો આબરૂદાર આદમી હતો તો સોનાના ઓટલા સેની તેને એક હજાર રૂા. રોકડા તથા બે સાડીયો જેની

કિમ્મત રૂા. સોની થાય છે. તે આપી તથા કલોરોફોર્મ જેવી ઝેરી દવા સુંગાડી તે બીચારી નિરદોષ બાળકી તારાનુ હરણ કરત નહિ. તારાનું હરણ કરવામાં તેની એક મતલબ હતી. જે મતલબમાં તે કદી ફાવ્યો નથી. તે મતલબ તેજ કે ફરીયાદીની મા પર તે આશક હતો અને તેણીને પોતાને 'કબજે' લેવા નિરદોષ રાધાને તેણે ઘણુ દુઃખ વિતાડયું પરંતું તે નેકજાત ઓરત તેના તરફની પડતી વ્યથાથી ન ડરતાં પોતાનું શિયળ સાચવી અત્યાર સુધી તેણી દુઃખમાંજ ડુબી રહીછે. વિશેષમાં કીશનજીની ચાલચલગત માટે અને ફરીયાદીનુ ખુન કરવાની તેની મતલબ બાબે જે વાત અત્યાર સુધી અંધારામાં રહી છે. તે કોર્ટ આગળ અજવાળામાં મુકવાની મારી ફરજ સમજી તે જાહેર કરવા તક લેઉ છું.

થોડા વર્ષોપર કરશનદાસ ભાવનગરી જે ફરીયાદીના પીતા થાય તેઓ કીશન લવજીની પેઢીએ એક લાખ રૂપૈયા વ્યાજે મુકી પોતાની એડન ખાતેની દુકાનમાં કાંઇ નુંકશાન થતાં તેઓ એડન ઉપડતા હતા સ્ટેશનપરના તેઓના દોસ્તોએ તેને વાર લાગવાનું કારણ પુછતાં મી. ભાવનગરીએ સદરહું પેડી પર રૂપૈયા વ્યાજે મુકી આવ્યાનું કહ્યું અને તે બદલ તેઓને રસિદ બતાવી. આથી તેઓના એક રસિકલાલ નામના મિત્રે કીશન લવજીની પેઢી લાસ જવાનું પેપરમાં આવ્યુંછે. એવું કહી તેને રૂપૈયા પાછા લેવા મોકલ્યો. મી. ભાવનગરી ઉછળતે અંતઃકરણે પેઢીપર આવ્યો. ત્યાં શેઠ નહી હોવાથી ચાકરના કહેવાથી તે પરેલપરના શેઠના ભુતવખાર નામના બંગલે ગયો. રૂપૈયા માગ્યા. કીશનજીએ તેને અંદર બોલાવ્યો અને તે વખતે ભીમજી મહેતો જે ત્યાં હાજર હતો તેને પોતે ઇશારો કરી મુંબઇ જવા કહ્યું. ભાવનગરીને રૂપૈયા આપવાનું કહી કીશનજી તેને ભુતવખારના ગંજાવર ભોંયરામાં લેઇ ગયો. ભોળો ભાવનગરી ભોળપણમાં ભરમાઇ ત્યાં ગયો. અને કીશનજીએ એક છરો મારી નિરદોષ ભાવનગરીનું ખુન કર્યું.

જડજ મોંમાં આંગળી ઘાલી— ઓ માય, ગોડ, કીશનજી, ઇઝ, આ મરડરર ? ઇઝ ઇટ રાઇટ ?

પ્રેમરાય— યસ સર–

—બાદ એટલામાં તેનો મુનીમ ટ્રેન ચુકતાં પાછો આવવા લાગ્યો તો ભોંયરાંમાં કાંઇ તેણે અજવાળું જોયું. જેથી તે તેના બારણાની ફાટમાથી જોવા લાગ્યો તો ઉપરનું કૃત્ય કરતો કીશનજીને જોયો. તેનાથી આ અઘોર

સહન થયું નહીં. જેથી કીશનજી ગયા બાદ એક માળીની મદદથી એક છુપા દ્વારથી તેઓ ભોંયરામાં દાખલ થયા. મી. ભાવનગરીના ગળામાંથી છરો કાઢીનાંખી તેના જખમ ઉપર એક સજ્જડ પાટો બાંધી તેને બેભાન અવસ્થામાં તેઓ બહાર લાવ્યા. અને અત્રેજ તે મહેતાનો એક ઓળખીતો ડાકટર હતો તેને ત્યાં લેઇ જઇ તેને રાખ્યો. આ મદદગાર માળી તે દીવસનો દિવાનો બની ગયો છે. બીજે દીવસે પેલો મુનીમ મી. ભાવનગરીને કોલાબાની એક આરોગીટલમાં લઇ ગયો હતો. જ્યાંથી તે હાલ ફરીયાદીના કુટુંબને ફકત આઠજ દીવસ થયાં મળ્યો છે.

આ બનાવ બન્યાને થોડાં વર્ષ થયાં એટલામાં કુદરતના બનાવથી ફરીયાદી કીશનજીને ત્યાં પેઇન્ટરનું કામ કરવા નોકર રહ્યો. કીશન લવજી ફરીયાદીને ઓળખતો નહોતો. પેલા દિવાના માળીના બોલવાથી ફરીયાદીને કંઇ શક આવતાં તે પેલા છુપા દ્વારથી ભોંયરામાં ઉતર્યો. જેને ત્યાંથી એક છરો તથા એક લોહીથી ખરડાએલો રૂમાલ મળેલો. આથી તેનું મગજ ભમવા લાગ્યું. અને કીશનજીએ કોઇનું ખુન કર્યું છે એવું તેને લાગ્યું એઆરસામાં ફરીયાદી પર તેની માનુ કાગળ આવ્યું કે તારા બાપની તપાસ કરતાં તે કીશન લવજીને ત્યાં રૂપીઆ મુકવા ગયા બાદ ત્યાંથી સહી સલામત પાછા ફર્યા નથી." આથી ફરીયાદીની ખાત્રી થઇ કે કીશન લવજીએ મારા બાપનું ખુન કર્યું હોવું જોઇએ. તે પાછો તેના બાપકો ફોટો લેઇ પેલા બુઢા માળી પાસે ગયો. અને તેને ફોટો બતાવ્યો. તે માળીએ ફોટો ઓળખ્યો અને ઘણુંજ રડવાલાગ્યો આ ઉપરથી તેણે નીશ્ચય કીધોકે કીશન લવજીએ જરૂર મારા બાપનું ખુન કર્યું છે. આ વિચારમાં ને વિચારમાં તે દિવાનો બન્યો. કીસનજીને દેખે ત્યાંથી ગાળો દેવા લાગ્યો એક દીવસ ફરીયાદી આખી વ્યાધીના કષ્ટે કરી જરા નિંદ્રાવશ થયો છે. એ વખતે કીશનજી તેને જોવા આવ્યો અને ટેબલ પર પડેલું ફરીયાદીની માનુ કાગળ હાથમાં લઇ વાંચતાં તેના અંતઃકરણમાં એક મોટો ચીરાડો પડયો. ફરીયાદી દુશ્મનનો છોકરો છે અને તેણે તેના બાપના ખુનની વાત જાણી છે. માટે હવે તેને જિવતો મુકવો નહીં. તેમ જીવતો પણ મુકેથી હું માર્યો જઇશ. એમ વિચારી તેને મારી નાંખવા ડાકટર બોદલજીની મદદ લેવાનો ઇરાદો કરયો "મનુષ્ય એક પણ ધર્મનું પગથીયું ચુકે છે એટલે તે અનેક ધર્મનાં પગથીયાંથી વીમુખ થવામાં તત્પર રહે છે." ડાકટર બોદલજીને તે માગે તેટલા પૈસા આપવા તેણે કબુલ કર્યા. પરંતુ ડાકટરનું મન તેની પુત્રી સાથ લગ્ન કરવાનુ હોવાથી લગ્ન કરી આપવા કબુલત આપે તો તેમાં મદદ આપવા તેણે કહ્યું. આખર પાપાન્ધ કીશન

જીએ તે કબુલ કર્યું. અને તે બદલ એક દસ્તાવેજ કરી આપી ફરીયાદી-ને મારી નાંખવા તેને ત્યાં મુકયો હતો. આ મહારી કહેલી બીના બીલકુલ ખોટી નથી. અને કોરટને ખાતરી કરવી હોય તો હું મી. ભાવનગરી તથા કીશનલવજીના વડા મુનીમ જેણે મી. ભાવનગરીને બચાવ્યોછે તે સાથ પુરવાર કરવા તૈયારછું,

જડજ—વાગ, પેન, યુડીડનોટ ફાઇલ આ સુટ ઓન્સ્ટ કીશનજી ?

પ્રેમરાય—ધી એકયુઝ એક્ઝટન્ડ ઓફ અન્ડ આ વેરંટ એઝઓબરેડી બીન ઇસ્યુડ ફોરહીમ.

જડજ—યસ, યસ, ડૉકટર બોદલજી એન્ડ કીશન લવજી આર વેરી કનીંગ મેન.

પ્રેમરાય—વિશેષમાં તેઓ તરફથી એકોનાઇટ ઝેર ફરીયાદીને આપવા માં આવતું કે નહીં. તેનો પુરતી રીતનો પુરાવો તોહોમતદારનાજ એક વિશ્વાસુ નોકરના અજ્ઞાનપણાથી મળી શકે છે. એટલે તે બદલ મારે વધુ કહેવાનું નથી.

જડજ—ડુ યુ વોન્ટ ટુ સે એનીમોર. મી. ખંડાલેવાલા એન્ડ મી. સો-રઠીયા ઇન યુઓર કેસ ?

"યસ, સર"—ખંડાલેવાલા અને મી. સોરઠીયા બારીસ્ટરોએ પોતાના અસીલોના બચાવ માટે લેખીત ભાષણ આપ્યું એટલે જડજે જુરીનો અભીપ્રાય લેઇ ઠરાવ આપ્યો.

---

## ઠરાવ પહેલો.

"તારા અને સોનાના" કેસમાં પક્ષકારોના પુરાવા તપાસ્યા. "સોના"એ તેના બચાવથે કહ્યું કે "તારાને હું જંબા બોલાવા ગઇ હતી. પરંતુ તેણી મારે ત્યાંથી સહી સલામત ગઇ છે. તથા આપવામાં આવેલી શીશી અત્તરની હતી." આ બચાવનો તેણી કંઇ પુરાવો આપી શકી નથી. તેમ ફરીયાદીના પુરાવા આગળ તે બચાવ નભીશકતો નથી. ફરીયાદીને સોના જંબા બોલાવા ગઇ હતી તે વખતે જે બે ઘોડાની ગાડી લેઇ ગઇ હતી તે તેણીના કહેવાથી કીશન લવજીની હતી; કે જે કીશન લવજીએ તોહો-મતદારને ઉસ્કેરી તેના ગહેનતાણા બદલ રૂ. એક હજાર રોકડા તથા રૂ. એકસોની બે સાડીઓ આપવા કબુલત કરી હતી. આ સબબથી તથા રજુ થયેલી સુંદરબાઇની ચીઠી તથા તેવણુની જુબાની અને તેમના નો-કરની સાક્ષી આગળ તોહોમતદારનું કાંઇ ટકું નભીશકતું નથી. વળી આ-જનો મનમોહનદાસનો કેસ પણ તોહોમતદારને ગુનેગાર ઠરાવા દર્શનીક પુરાવા તરીકે પુરતો વજનદાર થઇ પડયો છે. ફરીયાદી જો હોંશીઆરીમાં

હતે તો આટલે સુધી વાત આવતે નહીં. પરંતુ તે બીચારી નીરદોષ બાળકીને ઘાતકી સોનાએ રૂ.ની લાલચે લલચાઇ. દુષ્ટ કીશનજીનાં કાવત્રાંને આધીન થઇ કલોરોફોર્મ ( Chloro form ) જેવી ઘાતકી દવા સુંઘાડી બેભાન કરી તેથીજ તે બીચારીનું કશું ચાલ્યું નહીં, અને કુદરતે તેણીને દુષ્ટનોના સપાટામાં સપડાવી મુકી.

સોનાએ એક પવિત્ર કુમારીકાને તેનો ધર્મ ચુકાવા તથા તેથી થતો ( પૈસા સંબંધીનો ) પોતાનો સ્વાર્થ સાધવા ઘાતકી કૃત્યથી તેણીને ફસાવી નાહક હેરાન કીધી. તેથી તેનાપર કોરટ બીજા ગુન્હાઓ દુર કરી એક સાપ્રાધ વિશ્વાસઘાતનો ચાર્જ લાગુ પાડી પી. કો. ક. ૪૦૬ મુજબ તેને બે વર્ષ સખ્ત કેદ તથા રૂ, ૨૨૫) ડંડની શિક્ષા કરે છે.

---

## ઠરાવ બીજો.

ડાકટર બોદલજી તથા રમણલાલ વીગેરે પક્ષકારોના પુરાવા તપારયા સદરહુ કેસમાં તોહોમતદારનો બચાવ બહુજ નબળો છે. મીસ ચંદાની જુબાની તથા તેવણે રજુ કરેલી લેખની નકલ તથા તોહોમતદારનાજ એક વિશ્વાસુ નોકરની સાક્ષી વીગેરે આ કામમાં ઘણાજ વજનદાર થઇ પડયાંછે; અને ફરીયાદીના વકીલ. મી. પ્રેમરાય તરફથી જે ફરીયાદી તથા કીશનલવજી કે જેણે તોહમતદારને ત્યાં ફરીયાદીને મારી નાંખવા મુકેલ તેમને-અરસપરસ વેર કેમ ઉત્પન્ન થયું તેનો સ્પષ્ટ ખુલાસો મળવાથી ડાક્ટર બોદલજીએ ફરીયાદીને મારવા યત્ન કરેલો તેમાં કોઇ વાતનો કોર્ટ સંશય લાવતી નથી.

આ કામમાં તથા અગાડી સોનાના કેસમાં પણ કીશન લવજીની ઘણીજ અગત્ય છે. અને એ હતે તો પ્રતિપક્ષીઓ તરફથી મળેલા વજનદાર પુરાવાને આધારે તોહોમતદાના કૃત્યનો બદલો તેઓને પુરતી રીતે ચખાડવામાં આવતે. પરંતુ તે નહીં હોવાથીજ કોર્ટ ડાકટર બોદલજી પર રહેમ લાવી ( શિક્ષણી મનુષ્ય વધ )નો ચાર્જ તેના પર લાગુ પાડી. પી. કો. ક. ૩૦૪ મુજબ પાંચ વર્ષ સુધી આશાન કેદ તથા એક હજાર રૂપીઆ દંડની તેને શીક્ષા કરે છે.

---

## ઠરાવ ત્રીજો.

મનમોહન; લાલુ તથા બાઇહાસના પુરાવાની કાંઇ જરૂર નથી તેમ તેઓ રજુ પણ કરી શકયા નથી અને હતે તોપણ અગાડી સોનાના કેસમાં લીધેલ સુંદરબાઇ તથા તેવણના નોકરની સાક્ષી આગળ તોહોમત-

દારનો કંઇપણ બચાવ થઇ શકવો મુશ્કેલ છે. તેમ તે જાતે પણ ગુનો કબુલ કરી ગયો છે કે અમોને આ રસ્તે કીશનજીએ ચડાવ્યા.

આ કામમાં પણ કીશનજીની આગેવાની માલમ પડીછે માટે તેની જરૂરછે.

આજકાલના પૈસાદાર માબાપોના ઉછરતી વયના બીન કેળવણી પામેલ જુવાનીયાઓ પૈસાનો ગર્વ ધરી અંધ બની જઇ કુકૃત્યો કરી માબાપોની ઇજ્જતને કલંક લગાડેછે; અને આખર તે કૃત્યનો બદલો પોતાને શિર આવી પડેછે ત્યારે તેઓના કેવા હાલ થાય છે તેનો આ કેસ એક દાખલો છે.

મનમોહન ખાનદાન કુટુંબનું ફરજન તેને આવાં કૃત્ય કરવામાં કદી ભાગ લેવો જોઇએ નહિ; તેમ છતાં તે તેની બીન કેળવાયલી બુદ્ધીને સ્વતંત્ર અખ્ત્યાર આપી લાલુ, ભાઇદાસ, તથા કીશન લવજી જેવા લફંગા અને લુચ્ચા દોસ્તોની સોબતમાં ભળ્યો. તેનો તેને આ એક બદલો છે.

લાલું અને ભાઇદાસ તો ખાવા પીવા અને પારકે પૈસે મોજમઝા ઉડાવવાની લાલચેજ આ કામમાં આવી પડેલા માલમ પડે છે પરંતુ તેઓને નઠારાની સોબતનાં ફળ ચખાડવાં જોઇએ સમજી તેઓના માબાપોની ઇજ્જતનો વિચાર કરી એક શિખામણ તરીકે કોર્ટ ઘણી રેમીયત લાવી. જો કે તેમનાપર મનુષ્ય હરણ કરવાની મદદગારી બદલની પી. કો. ક. ૩૬૫ લાગુ પડે છે. તેમ છતાં મનમોહનને છ માસ તથા લાલુ અને ભાઇદાસને ત્રણ ત્રણ માસની સખ્ત કેદ તથા મનમોહનને રૂ. બસો તથા લાલુ અને ભાઇદાસને એકાવન એકાવન રૂપૈયા દંડની કોર્ટ શિક્ષા કરેછે.*

## પ્રકરણ ૩૨ મું.

### સત્યની ફતે—લગ્નની ખુશાલી.

ઘસે અધિક સજ્જનને પડે કષ્ટ પણ અંતે સુખ પામે.
કસે તવેને ટીપે તોજ કનકમાં રંગરૂપ જામે. ( મ. મો. )

સત્યવાદી મનુષ્યે વર્તેલું ભવિષ કદી ખોટું પડતું નથી. સત્યના આગળ સર્વે નિસ્તેજ છે. અને મનુષ્ય ગણત્રી વિધાતાના લેખ આગળ વ્યર્થ

---

* આ કોર્ટ સબંધીનો હેવાલ ફક્ત વાંચનારની ગમત માટેજ કલ્પના શકિતએ દાખલ કીધો છે અને તેમાં સામાવાળાના શાક્ષીઓ આપતાં ઘણુંજ લંબાણ થઇ જઇ વાંચનારને કંટાળો આવે તેમ હોવાથી ફક્ત વાર્તાનો મુખ્ય વિષયજ જાળવી રાખવો દુરસ્ત ધાર્યોછે અને કોઇ જાતની તેમાં ભુલ હોયતો કલ્પીત સમજી વાંચનાર દર ગુજર કરશે. લી કર્તા.

છે. ( દિ હ. ૪. સ. )

વાંચકવૃંદ આ કરૂણારસ ભરેલું રમણ્ય પુસ્તક વાંચતાં હવે તમને કંટાળો ઉપજ્યો હશે કેમ ? હા, હા, માટે ચાલો હવે. આપણે થોડા વાર લગ્નની મોજ મારી આ વાર્તાનો છેડો લાવીએ—

કોર્ટમાં કેસ ચાલી ગુન્હેગારોને તેઓના કૃત્યનો બદલો મળ્યા બાદ સાંજરે પ્રતિપક્ષિયો ( ફરીયાદીવાળાઓ ) પોત પોતાને ઘેર આવ્યા. આ વખત પોતાના મિત્રના કામમાં પ્રેમરાએ તથા તેનાં સગાં વ્હાલાંએ એક સત્યને માટે સગા બાપનો પણ પક્ષ ન રાખતાં અંતઃકરણથી મહેનત લેઇ સત્યની ફતે ઇચ્છી. તેથી તેમના પર ખુશી થઇ રસિકલાલ ભણુશાળીએ તેઓ સર્વેને તથા મી. ભાવનગરીના કુટુંબને પોતે એક જ્યાફત આપી. આ જ્યાફત પોતાની મહાલક્ષ્મી ઉપરની વાડીમાંજ આપવામાં આવી હતી. આ વખત આ ઉપવનની શોભા પણ અજબગજ બની રહી હતી.

વખત રાતનો હતો. રાત ચાંદરણી હતી. જે ચાંદરણાંએ બધુ મેદાન રૂપાના પત્રાં જેવું સુશોભીત કરી દીધુ હતું. તેમ દીવસે સુર્યના તાપથી તપી ગયેલું આકાશ પણ આ ચાંદનીના છંટકાવથી અત્યંત શિતળ બની ગયું હતું. મંડપ ઉપર અને આશપાશ આવેલાં ખુશબોદાર પુષ્પોને મંદ મંદ વાયુ ગતી આપતો હતો. અને ભમરાઓના ગુંજારવથી મુખાર બનેલી વાપીકાઓ વનદેવીનો ઉપહાસ્ય કરતી હોય એમ જણાતી હતી. ચંદ્રસ્થીર તથા વાદળાંથી વીરકત થઇ પ્રકાશતો હતો. વખત તથા વાયુ બંને આશક માશુકની પ્રેમાળ વૃત્તીને અનુસરતાં હતાં. પુષ્પના કયારાઓની આજુબાજુ રોપેલી લીલી ઘાસવાળી જગા ગૌરવર્ણની સ્ત્રીના હાથ ઉપર લીલમની વીંટીના જેવી માલમ પડતી હતી, અને ચોતરફ આવી રહેલા ખુશબોદાર ઝાડપાનમાંથી પવનની લહેરીયો સાથ દીલને આનંદ ઉપજાવે એવી ઉત્તમ સુગંધીઓ નીકળતી હતી. આ વખત આ બગીચાના એકાંત ભાગમાં આવેલા એક આનંદદાયક દ્રાક્ષવેલીના મંડપ તરફ પડેલા રૂપેરી મંચ ઉપર બે ત્રણ મનુષ્યો કાંઇ ખાનગી વાત કરતા બીરાજ્યાં હતાં

આ મનુષ્યો બીજા કોઇ નહિ પરંતુ રસીકલાલ, કરશનદાસ, રમણલાલ, અને રાધા હતાં, તેઓ આ વખત તારાનાં પ્રેમરાય સાથે લગ્ન કરવાની ગોઠવણનો વીચાર કરતાં હતાં. અને બોલાવેલા ઇજનમાં પ્રેમરાય વીગેરેને તે આજ કહેવા રસીકલાલે માથે લીધું હતું. રાધાએ તારાને તેનું હાર્દ જાણવા તેણીને આ વાત કહી જેના જવાબમાં તારાએ શરમાળ ચ્હેરે

નીચુ જોઇ કાંઇક ખુશી બતાવી. એટલામાં એક બે ઘોડાની ફેટીન વાડીમાં ધમધોકાર ચાલતી આવી અને મી. પ્રેમરાય ભીમજી તથા સુંદરબાઇ અને ચંદા ગાડીમાંથી નીચે ઉતર્યાં એટલે મી. ભાવનગરીનું કુટુંબ તથા રસીકલાલ તેને મળી માન આપી સરવે એક બેઠકમાં ગયાં રસીકલાલે પ્રેમરાયને એક ખાનગી રૂમમાં લેઈ જઇ તેની સાથ તારાના લગ્ન કરવા સબંધી વાત કરી જે પ્રેમરાયે ઉપકાર સાથ કબુલ કરી. તેણે પણ રમણલાલ સાથ ચંદાના લગ્ન કરવા જણાવ્યું રસીકલાલ વીગેરે તો તે વીચારમાંજ હતા તેથી આ અરસપરસનું માંગણુ કબુલ થતાં તેઓ ઘણા ખુશી થયા. અને બીજેજ દીવસે લગ્ન કરી દેવા ઠરાવ કરી તેઓ જંબા ગયાં. જમી કરી પરવારી પાંનસોપારી વીગેરે ખાઇ પાછા બેઠકમાં આવ્યા આ વખત રસીકલાલે સર્વ સમુદાવની સમક્ષ તે વાત બ્હાર પાડી. સર્વે ખુશી થયાં અને પ્રેમરાય તરફથી લાલકાકા અને કરશનદાસ તરફથી રસીકલાલ કારભારી થયા. અને તેઓએ આ શુભ પ્રસંગેજ લગ્ન પત્રીકા લખી બીજે દીવસે લગ્ન નીરધાર્યાં.

બીજે દીવસે બંને પક્ષકારોને ઘેર ગંજાવર માંડવા નંખાયા. અને મોટા મોટા શાહુકારો, કામદારો, અને સેસન જડજ મી. વીલસન સુધી આમંત્રણ થતાં તેઓ આ શુભ પ્રસંગે મંડપમાં પધાર્યાં. સેશન જડજ આ કેળવણી પામેલ દંપતીનું જોડું જોઇ ઘણો ખુશ થયો અને કેટલુંક ઇનામ આપ્યું. પ્રેમરાયના લગ્ન સહવારે રાખવામાં આવ્યાં હતાં અને રમણલાલના લગ્ન સાંજના ઠરાવ્યા હતાં. આ બંને વરઘોડામાં આખા મુંબાઇ શહેરના લોકોએ ભાગ લીધો હતો અને પ્રેમરાય વીલાયત જઇ આવ્યો તથા કરશનદાસ રાધાને લેઇ નાશી આવ્યો હતો માટે જે પ્રથમ ન્યાત બ્હાર મુકયા હતા. તે આ ખુશાલીના વખતમાં તેવોની સમજુ અને શાણી ન્યાતે તેઓને પવીત્ર કરી ન્યાતમાં લીધા. વાજતે ગાજતે લગ્ન થયાં. આ વખતે ભીમજીએ (ચંદાને) કન્યા પધરાપી મામા તરીકે પોતાની જમા કરેલી એકલાખ રૂપૈયાની રકમ તેણીને બક્ષીસ કરી. આણીપા રસીકલાલે પણ તારાને કન્યાદાન વખતે કેટલુંક નાણું આપ્યું પ્રેમરાયે મી. ભાવનગરીનું સુરતનું મકાન તેઓને સ્વાધીન કર્યું અને તેના બાપે ડુબાવેલા એક લાખ રૂપૈયા પાછા લેવા મી. ભાવનગરીને કહ્યું, ભાવનગરીએ તે પાછાં ન લેતાં તેને બક્ષીસ કર્યાં. રમણલાલને પ્રેમરાએ એક મહાલક્ષ્મી ઉપરની પોતાની વાડી બક્ષીસ કરી. આમ એકમેકને મન પસંદ આયો

મળવાથી તેઓ ઇશ્વરનો આભાર માની પ્રીતિથી તેના પ્યારમાં લીન થઇ કાળક્ષેપ કરવા લાગ્યા. ટુંકમાં બંને જોડાનો દંપત્તી પ્રેમ ઇશ્વર કૃપાથી સંપ અને આનંદમાં પોતાનો કાળ નીર્ગમન કરવા લાગ્યો. ટુંક વખતમાં પ્રેમરાયને ઘેર તારાને અને રમણુને ઘેર ચંદાને શ્રીમંત આવ્યાં અને બંનેને એકેક પુત્ર રત્નથી પ્રાપ્તી થઇ. તારાના પુત્રનું નામ વિહારીલાલ અને ચંદાના પુત્રનું નામ કનૈયાલાલ તેઓની ફોઈયોએ પાડયાં. થોડા વખતમાં આ કુટુંબમાં આદમીયોનો મોટો સમુહ મળ્યો.

**" માત્ર અપરાધીજ લાંબા વખત સુધી દુખી રહે છે.**

તેમ કેદ થયેલી સોના આખર કેદમાંજ મરણુ પામી. ડાકટર સોદલજી પણુ કાળા કરતુકથી કાળાગ્રહમાં ઘણો દુઃખી થયો. કીશનજીએ પોતાના ઉપર વોરંટ નિસર્યું છે. એવું સાંભળતાં આખર પ્રભાસપટણમાં આવેલા એક કુંડમાં પડી આપઘાત કર્યો. કરણી પ્રમાણે સઊ કોઇ પોતપોતાની ગતિને પહોંચ્યાં. કીશનજીના મરણુની વાત કેટલેક દિવસે તેના કુટુંબને માલમ પડતાં તે ઘણુંજ ખીન્ય થયું. પરંતુ લોકોએ તેઓને શાંત પડયાથી તે ખીન્નાવસ્થા વધુ ટકી શકી નહી.

ભવરૂપી આ સમુદ્રમાંહી નીત્ય બનાવ બને લાખો,
શોક હર્ષના થાય ઝપાટા નજર જરા એમાં રાખો,
દુરાચારને સદાચારની નૌકાએ તેમાં ચાલે,
જે માંનવી બેસેછે જ્યાં દુઃખ સુખ ત્યાં તે માણે.
દુરાચારની નૌકામાં છે સંકટના સ્થાનો મોટાં,
ભાગ્યહીણો નર બેસેછે તેમાં કરવાને કર્તયો ખોટાં.
સદાચારની નૌકામાં છે શાંતીરૂપ સારાં ધામો,
ભાગ્યશાળી જન બેસે છે જ્યાં કરવાને સાચાં કામો. ( કું—ક )



# ડાક્ટર ગોપીનાથ કૃષ્ણાજી ક્ષત્રાયની ઘણીજ અસરકારક જગ જાહેર દવાઓ.

આ દવાઓની હરીફાઇ થઇ શકે તેમ નથી સને ૧૮૮૮ ના દેશી હુનરોના પુનાના પ્રદર્શનમાં સરટીફીકેટ મળેલું છે તથા સને ૧૯૦૨ સાલમાં અમદાવાદના દેશી હુન્નરોના પ્રદર્શનમાંથી દાખલો મળેલો છે.

શકિત ઉપર ગોળીઓ નંબર ૨) ફુલેલી બૈરાળ માટે અફીણની ટેવ વીગેરે માટે રૂ. ૧)
વાનો નાશ કરનાર તેલ (સંધીવા) વીગેરે માટે ચાર આના અને રૂ ૨) પંઢરીનાથ ગોપીનાથ એન્ડ કો. ની સારસાપરીલા ગોળીઓ સઘળા ઇંદ્રિય રોગો માટે રૂ. ૧)

સારસોડાઇન, લોહી સાફ કરવા માટે આ સઘળી જાતના ઇંદ્રિય રોગો માટે રાક્ષસી ઉપાય રૂ. ૧)
ગોપીનાથની સ્યુલપત થતા અટકાવની દવા રૂ. ૨-૮-૦ મસા માટે ભુકો તથા મલમ દરેક રૂ. ૨) વીસરા રોગ ઉપર ટાંકતાં ગમે તે રોગ ઉપર રૂ. ૨) વાળ કહાડવાની દવા ૫) મીનીટમાં વાળ જતા રહેછે રૂ. ૧) પરમા ઉપર દવા અને ગોળીઓ ત્રણ દીવસમાં નકકી સારૂ થાયછે રૂ. ૧)

જવરાંકુશ. ત્રણ દીવસમાં અચુક ગુણ તથા ટાઢીયા તાવ ઉપર રામ બાણ ઓસડ કીંમત રૂ. ૧)
તાઢીયા તાવ ઉપર સરબત પાંચ મીનીટમાં અકસીર ગુણ રૂ. ૨) શકિતની ઉપર નંબર ૧ ની ગોળીઓ. બળ વર્ધક, પૌષ્ટીક તથા વધ્યત્વ ઉપર અચુક ગુણકારી ૧૦૦ ગોળીના રૂ. ૩-૮-૦ રગત પીત ઉપર પીવાની તથા લગાડવાની દવાઓ રૂ. ૬) જુલાબ, કોલેરા તથા પેટના દુખાવા પરની ઘણીજ અકસીર દવાઓ રૂ, ૦-૧૨-૦ બાળ સંજીવન છોકરાઓને બહુજ ગુણકારી છે કીંમત રૂ. ૧) અને પાચક ગોળીઓ સો ગોળીની કીંમત રૂ. ૧-૪-૦ ખાંશી ઉપર શરબત દમ ઉપર ગુણકારી કીંમત રૂ. ૧) ખાંશી ઉપરની ગોળીઓ ૧૦૦ ગોળીની કીંમત રૂ, ૦-૧૨-૦ જુલાબની ગોળીઓ પીત તથા આફ્રી પીધે રમન કરનારી દવાઓ રૂ. ૦-૬-૦

ઓવટી ઓઓમાં બધી જાતના રોગ ઉપર ખાસ દવાઓ કીંમત રૂ. ૦-૧૨-૦

સફેત કોડ ઉપર લગાડવાની તથા પેટમાં લેવાની દવા બે બાટલીની કીંમત રૂ. ૧-૮-૦
ખુજલી ઉપર અચુક ગુણ આપનારો મલમ કીંમત રૂ. ૦-૬-૦ બાલ કાળા કરવાનો કલપ (બરાસ સાથે) કીંમત રૂ. ૧-૪-૦ કેશ વર્ધક સુગંધી તેલ તાલનું વીગેરે માટે રૂ. ૧) દરાજ ઉપર રામબાણ મલમ કીંમત રૂ. ૦-૬-૦ કપાળ સુળ ઉપર પાંચ મીનીટમાં અજાયબ ગુણ કીંમત રૂ. ૧-૮-૦ નેત્ર સંજીવની ટીપાં રૂ. ૧) કરણ રોગ ઉપર ટીપાં રૂ. ૦-૧૨-૦ દાંતનું સુગંધી મંજન ડબીની કીંમત રૂ. ૦-૪-૦ રૂપેરી ગીલીટ કરવાનું પાણી પાંચ મીનીટમાં ગીલીટ ચડે છે રૂ. ૦-૮-૦

